# ગીતાગીતમંજરી

જુગતરામ દવે




નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

# गीतागीतमंजरी

जुगतराम दवे




नवजीवन प्रकाशन मंदिर
अमदावाद

# બે બોલ

ગીતોમાં 'ગીત' જોવાની સહેલી યુક્તિ મને જડી જ નથી. એટલે એમાં રહેલો રસ ઝટ લૂંટી શકતો નથી. ઘણી વાર એવું બન્યું છે કે કોઈ ગીત મને મધુર લાગે એમ કોઈએ ગાઈ બતાવ્યું છે ત્યારે તેમાંથી રસ લૂંટી શક્યો છું ને પછી રહસ્ય પણ ખેંચી શક્યો છું. કોઈ વાર હું પોતે જ સૂર ગણગણી શક્યો છું ને રસ અને રહસ્ય બંને લૂંટ્યાં છે.

આવા માણસની પાસેથી ભાઈ જુગતરામે આશીર્વચનના બે શબ્દો બીતાં બીતાં માગ્યા છે. 'બીતાં બીતાં', કેમ કે મારા સમયની કિંમતની તેને ખબર છે, શક્તિની મારી મર્યાદાની પણ ખબર છે.

છતાં માગ્યા છે એનો અર્થ એ છે કે હું ગીતાને આત્માનો શબ્દકોશ ગણું છું. 'મંજરી' પૂરી વાંચી નથી શક્યો પણ મારી આંખ તો બરોબર ફેરવી ગયો છું. રચના મને ગમી છે. મહેનત લેવાયેલી તરી આવે છે. અધ્યાયોમાંથી જે તેમને ભાવ્યું છે એ પોતાની ઢબે ભાઈ જુગતરામે ગાયું છે. 'મંજરી'ની પ્રસ્તાવનાઓ, પછીનો શબ્દકોશ અને ગીતાબોધ કે અનાસક્તિયોગમાંથી ચૂંટી કાઢેલા પ્રાસંગિક ફકરાઓ અને ગીતાના પ્રાસંગિક શ્લોકો અભ્યાસીને મદદરૂપ થાય એમ છે.

ભાઈ જુગતરામની મજલ પૂરી નથી થઈ. બાર અધ્યાય લગી પહોંચ્યા છે. આપણે આશા રાખીએ કે તે મજલ પૂરી કરી શકશે.

સાહ્મી મંજરી પછી કાકાસાહેબની 'બે કેરી' સારુ લખેલાં ગીતો પણ જોડ્યાં છે એ ઠીક થયું છે.

અભ્યાસી એટલું પણ યાદ રાખે કે ભાઈ જુગતરામ, ગીતાને જેવી જાણી છે તેવી અમલમાં મૂકનારા છે, ને તેમાંથી મળતી દૂધની અખંડ ધારામાંથી પાન કરનારા થોડામાંના એક છે. એટલે 'મંજરી'ને સૂંઘવા ચાહનાર જો તેને ગીતાને અનુસરતું અનાસક્ત કર્મ આચરવું હોય અથવા એવા કર્મને સારુ પુષ્ટિ મેળવવી હોય તો જ 'મંજરી'ને અડે.

મહાબળેશ્વર
૨૭-૫-'૪૫

મોહનદાસ કરમચંદ ગાંધી

# ‘મંજરી’નાં મૂળિયાં

હું કોઈ કવિ નથી. ભાષ્યકાર આચાર્યોને ચરણે પણ બેઠો નથી. પણ બાળપણથી ગીતા ઉપર પ્રેમ ધરાવતો આવ્યો છું.

પિતાશ્રી ગુજરી ગયા ત્યારે હું નવ વર્ષનો બાળક હતો. એમણે મારે માટે શો વારસો મૂકયો તે હું શું સમજું? પણ એમની પૂજા-મંજૂષાનો હું માલીક બની બેઠો. તેમાંના દેવોને કેટલાંક વર્ષ પૂજી અર્ચી છેવટે છોડયા. પણ તેમાં એક ગીતાનો ગુટકો હતો તે મને વળગી રહ્યો. પહેલાં એનો સમજ્યા વિના પાઠ કરતો. નિશાળમાં સંસ્કૃત ચાલવા લાગ્યું તેમ તેમ એના શબ્દો ધીરે ધીરે પોતાના અર્થો પ્રકટ કરવા લાગ્યા.

માતા અભણ હતી. પણ કોણ જાણે કેમ, તેને ગીતા ઉપર અલૌકિક ભક્તિ હતી. ગીતા વાંચવા ખાતર એ ગૂજરાતી બારાખડી શીખી હતી. તેને ગૂજરાતી ભાષાન્તર એક એક અક્ષર છૂટો પાડીને રોજ વાંચતી મારા બચપણમાં હું જોતો. જગતમાં સૌને સૌનાં મનનાં કલ્પેલાં દુઃખ હોય જ છે. તેને પણ પોતાનાં હતાં. ગીતા વાંચે તેમ તેમ તે દુઃખો છાતીમાંથી ઊભરાતાં અને આંખમાંથી ટપકી ગીતાજીને નવડાવતાં. એ પવિત્ર દૃશ્યથી મારો ગીતાપ્રેમ સારી પેઠે સીંચાયો છે.

આગળ જતાં થોડાં વર્ષ મુંબઈમાં રહ્યો ત્યાં પ્રખ્યાત ભગવદ્‌ગીતા પાઠશાળાની ખબર પડી અને સદ્‌ગત નરહર શાસ્ત્રીનાં પ્રવચનો સાંભળ્યાં. ગીતાનાં ભાષા અને ભાવ સમજવામાં ત્યાં મને સારી મદદ મળી.

હું જુવાનીના ઊમરામાં પેસતો હતો એવામાં મને એક તરુણ સાધુ મળ્યો. એના કાન્તિમાન ચહેરામાં તેની નાનકડી દાઢી વૈરાગ્યની અદ્‌ભુત છટા પાથરતી હતી. તેણે એટલી નાની ઉમરમાં મહારાષ્ટ્રના જહાલ પંથના પુરુષસિંહોનાં લાડપ્રેમ સંપાદન કર્યાં હતાં. એ હિમાલયના

પર્વતોમાં ભ્રમણ કરીને તાજો તાજો નીચે ઊતરી આવ્યો હતો. એના મુખમાંથી ગીતાની અને દેશભક્તિની વાતો તાણાવાણા રૂપે વણાઈને નીકળ્યાં કરતી હતી. એ પોતાના હાથમાં પોતાના એક હસ્તલિખિત ગ્રંથનું પોટલું લઈને ફરતા અને સૌને તેની વાત કહેતાં થાકતા નહિ. તિલક મહારાજ તે અરસામાં તાજા જ મંડાલેનાં છ વર્ષ પૂરાં કરીને આવ્યા હતા અને તેમનો ગીતારહસ્યનો મહાન ગ્રંથ મરાઠીમાં તાજો જ પ્રસિદ્ધ થયો હતો. આ નૌજવાન સ્વામીએ તેનું ગુજરાતીમાં ભાષાન્તર કર્યું હતું. દરમ્યાન ગુજરાતીમાં બીજું એક ભાષાન્તર થયું અને તે પ્રસિદ્ધ પણ થયું. તેથી આ તરુણ સ્વામીનો પ્રયત્ન એમની પોટલીમાં જ રહ્યો અને નજીકના મિત્રોમાં જ વંચાયો. પણ મારા ઉપર એ પોટલીએ ઊંડી છાપ કોરી. એ બધાં પાનાં વાંચીને હું ગીતાનું રહસ્ય સમજી ગયો એમ નહિ, પણ મેં ગીતાનો એક જીવન્ત ઉપાસક કેવો હોય તેનું દશ્ય પ્રત્યક્ષ દેખ્યું. સ્વામી આનંદે મારા જીવન ઉપર બહુ મોટા ઉપકારો કર્યા છે, પણ તેમને જોઈને મારી ગીતાભક્તિને મળેલું પોષણ એ સૌથી મોટો ઉપકાર માનું છું.

સ્વામીએ જ મને કાકાસાહેબ કાલેલકરનો સંબંધ કરાવ્યો. એમણે મને ગીતા કદી ભણાવી નથી, પણ એમના જીવનમાં મેં હમેશાં ગીતાની જ ઝાંખી કરી છે. ગીતામાં જ્યાં જ્યાં 'યુદ્ધ' શબ્દ આવે છે ત્યાં ત્યાં 'રાષ્ટ્રીય કેળવણી' શબ્દો મૂકીને કાકાસાહેબની જીવન-ગીતા હું હમેશાં વાંચતો રહ્યો છું. એમની જ કૃપાથી આપણા યુગના ગીતાના બે મહાન ઉપાસકોનાં મને દર્શન થયાં. એક વિનોબાનાં અને બીજાં પૂ૦ ગાંધીજીનાં. બન્ને ગીતાને 'ગીતાઈ' અને 'ગીતા માતા' કહે છે, બોલે છે ત્યારે તેમની વાણીમાંથી ગીતા જ નવ નવ રૂપે વહે છે, અને તેમની નાની મોટી સર્વ કૃતિઓ ગીતાને જીવનમાં ઉતારવાના પ્રયોગો જ છે.

દાંડી કૂચની મૂળ ટૂકડીને નાશિક જેલમાં પૂરવામાં આવી તે વખતે સત્યાગ્રહ આશ્રમના ભક્તહૃદય સંગીતશાસ્ત્રી સ્વ૦ પંડિત નારાયણ મોરેશ્વર

ખરેએ મને નાનો સરખો કવિ જાણીને માગણી કરી કે મારે તેમને માટે ગીતા ઉપર, સત્યાગ્રહ ઉપર, ટૂંકામાં ગાંધીજીનાં તત્ત્વો ઉપર પદો રચી આપવાં. એમણે તુલસી, સુરદાસ, કબીર, મીરાં, નરસિંહ આદિ જૂના ભક્તકવિઓનાં પદોને આશ્રમમાં અને દેશમાં લોકપ્રિય બનાવ્યાં છે. પણ તેમને સંતોષ થતો નહોતો. ગાંધીજી જે તત્ત્વો રજૂ કરી રહ્યા છે તે જૂનાં છતાં છેક જ નવાં છે.

ભક્તિનાં જૂનાં પદોમાંથી ગાંધીજીની નવી ભક્તિની આડકતરી સૂચના તો મળે છે, પણ તે કેટલી બધી આડકતરી? એથી જીવને સંતોષ કેમ વળે?

'હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જોને.'

કાયરતાની ક્ષણોમાં એ ભજન માણસને બળ આપે છે ખરું, પણ 'હરિના મારગ'નું સ્વરૂપ આપણા ચાલુ જીવનની ભાષામાં કોઈ કવિ ચોતરી આપે તો આપણને કેટલું વધારે સમાધાન થાય?

ગાંધીજી મહાન સત્યાગ્રહી યોદ્ધા રહ્યા. એમનું જીવન એક સતત ચાલતું મહાભારત યુદ્ધ જ છે. યુદ્ધમાં જ્યારે ઈશ્વર કૃપા વરસાવે ત્યારે એ તે ગીતાનું સ્મરણ કરે છે અને આકરી અગ્નિપરીક્ષા કરે છે ત્યારે એ ગીતા માતાનું જ શરણ શોધે છે:—

सुखदुःखे समे कृत्वा लाभालाभौ जयाजयौ ।
ततो युद्धाय युज्यस्व नैवं पापमवाप्स्यसि ॥

ઈશ્વરકૃપાના રૂડા દિવસોમાં આદર્શ નબળો પડવાનો સંભવ રહે છે. ગાંધીજી દિનપ્રતિદિન ગીતામાંથી સ્થિતપ્રજ્ઞ પ્રકરણનો પાઠ કરે છે.

"વૈષ્ણવ જન તો તેને કહીએ, જે પીડ પરાઈ જાણે રે."

આ નરસિંહ મહેતાનું ભજન તેમને અત્યંત પ્રિય છે, કારણ તેમાં એમના આદર્શનું વર્ણન છે.

કસોટીના કઠિન કાળમાં તેઓ રોજ આવાં ગીતો ગાય છે:

૧. હરિને ભજતાં હજી કોઈની લાજ જતાં નથી જાણી રે,
જેની સુરતા શામળિયા સાથ વદે વેદ વાણી રે.

૨. સુનેરી મૈંને નિર્બલ કે બલ રામ.
અપ બલ, તપ બલ, ઔર બાહુ બલ,
ચૌથા હૈ બલ દામ;
સૂરકિશોર કૃપાસે સબ બલ,
હારે કો હરિ નામ!

૩. રઘુવર તુમકો મેરી લાજ,
સદા સદા મૈં સરન તિહારી,
તુમ બડે ગરીબનિવાજ. —રઘુવર૦

આ મૃત્યુ સંસારસાગરમાં સત્યાગ્રહી ભક્તોને ભાગે કઠિન કસોટીનો કાળ જ વધારે હોય, તેથી આશ્રમ ભજનાવલિમાં આ ભાવનાં પદો જ વિશેષ છે, અને ગાંધીજીને પણ તેવાં પદો જ પ્રિયમાં પ્રિય છે.

એ ગાતી વખતે એમના મનમાં હરિભજનની કઈ કલ્પના રમતી હશે? રામનામના બળની કઈ કલ્પના હશે? જૂનાં પદોના શબ્દોમાંથી એ કલ્પનાઓ સીધેસીધી જાગૃત નથી થઈ શકતી. તેથી પંડિતજીને નવી ભાષામાં નવી ભક્તિને, નવાં ગીતોમાં નવી ગીતાને કોઈ ઉતારી આપે એ જોઈતું હતું. ગાંધીજીએ 'મંગળ પ્રભાત'માં એકાદશ વ્રતોનો વિસ્તાર કર્યો છે. એ બધું જૂનાં પદોમાં કેવળ બીજ રૂપે જ છે. તે ગાતાં પદો પણ પંડિતજીને જોઈતાં હતાં.

ત્યાર પછી તો ચૌદ વર્ષ વીતી ગયાં છે. પંડિતજી પોતે પણ વિદેહ થયા છે, પણ એમની માગણી મારા હૃદયમાંથી કદી ખસી નથી. એક ધર્મઋણ રૂપે તેને હું સદા સેવતો રહ્યો છું. કારાવાસોના દિવસોમાં તે દિશામાં કંઈક કંઈક પ્રયત્ન કરતો રહ્યો છું.

૧૯૩૨ની લડત વખતે વિસાપુર જેલમાં બે વર્ષ રહેલો તે દરમ્યાન શરૂઆત કરી હતી. ગીતાના ત્રણ અધ્યાયો સુધી પહોંચ્યો હતો. પછી વળી થાક્યો. વર્ષો સુધી થાક કેમે કર્યો ઊતરે જ નહિ. ૧૯૪૨માં વળી જેલ મળી. કલમ લઉં લઉં ને હેઠે મૂકું. આત્મા પ્રસન્ન થાય એવી લીટીઓ ઊતરે જ નહિ. એવામાં પૂ૦ ગાંધીજીએ ૨૧ દિવસના ઉપવાસ

આદર્યાં. તેથી પ્રેરાઈને મેં પણ ૧૪ ઉપવાસ કર્યા. એ દિવસોની આનંદમય શાન્તિમાં ગીતા માતાને પાછી મંજરી ફૂટવા મંડી. ભગવાનના અનુગ્રહથી બાર અધ્યાય સુધી પહોંચ્યો છું. જેટલા અધ્યાયો થયા છે, તેમાં યે ઘણા ભાવો હજુ સ્પર્શ્યા વિનાના રહ્યા છે. તક મળતાં કોઈક દિવસ આદરેલું પૂરું કરવાની અભિલાષા છે, પણ તે દૈવાધીન હોવાથી, આટલું હમણાં જ પ્રકાશિત થવા દઉં છું.

આ ગીતમંજરીઓ અતિ ઝીણી છે. તેની મહેક પણ જરા જેટલી જ છે. ગીતાના શબ્દોનું ચિન્તન કરું છું ત્યારે કંઈ કંઈ નવા ભાવો તેમાંથી ફૂટતા લાગે છે. પણ મારું કવિતા–ઝરણું ક્ષીણ રહ્યું. તે આ મહાકાર્યને હિસાબે ધીમું પડે છે અને એ સર્વ ભાવોને ભાષા પૂરી પાડવામાં અસફળ થાય છે. વળી મારું જીવનઝરણું પણ મંદ રહ્યું. જીવનમાં ગીતા પૂરા જોરમાં ઊતરી ન હોય, પછી ગીતમંજરીઓ જોરમાં કેમ કરીને ફૂટે ?

છતાં જેવી છે તેવી આ મંજરીઓ ભગવાનના ચરણમાં નિવેદન કરું છું. શું તેણે જ નથી ગાયું ?—

> " પત્ર, પુષ્પ, ફળ, આપું પાણી,
> પ્રેમ સહિત પ્રેમીજનઅર્પિત,
> આરોગું હું અમૃત જાણી. "

૧૯૪૪નો સ્વાતંત્ર્ય દિન. **જુગતરામ દવે**

તા. ક :— કાકાસાહેબની ' એ કેરી ' નાટિકા માટે બહુ વર્ષો પહેલાં મેં ગીતો રચી આપેલાં તે પણ આ પુસ્તકમાં જોડી દઉં છું. ( મંજરી ૬૧ થી ૬૮ )એ ગીતોના ગર્ભમાં પણ ગીતા જ છુપાયેલી છે.

૨૫૩૦૧

# યોજના

પ્રત્યેક ગીતમંજરી ગીતાજીના કોઈ ને કોઈ શ્લોકની દાંડલીમાંથી ફૂટેલી છે.

अनासक्तियोग અને गीताबोध માં પૂ૦ ગાંધીજીએ કરેલાં સ્પષ્ટી-કરણોમાંથી પણ ગીતો માટે પુષ્કળ સૂચનો મળેલાં છે.

તે ઉપરાંત એવી યે ઘણી અસરો ગીતોના મૂળમાં હશે, કે જે ક્યાંથી આવી એ કોણ કહી શકે? ગીતા કંઈ કેવળ પુસ્તકોમાં થોડી જ પુરાયેલી છે? અથવા તે મહાત્માઓના જીવનમાં જ પ્રગટ થાય છે એવું પણ થોડું જ છે? ગઈ કાલે જ પેલા રાનીપરજ ડોસા સોમલા કાકા શું ગીતા જ બોલ્યા નહોતા?

વૃદ્ધાવસ્થાની છાયા હવે એમના ઉપર ફરી વળી છે. ગાત્રો જર્જરિત થયાં છે. છતાં તે કર્મયોગ છોડતા નથી. છોડવાની એમને ઇચ્છા જ નથી. છોડવામાં કંઈક સુખ છે — મજા છે એવી પાપી કલ્પના એમને સ્પર્શી જ નથી. હાથમાં કોદાળી કે દાતરડી કે કુહાડી — કંઈ ને કંઈ હોય જ. ઘેર બેઠા હોય તો શણની દોરડી ભાંગે અથવા ફાટેલી ગોદડીને થીગડું મારવા વળગે.

મેં કહ્યું: "કાકા, હવે અવસ્થા થઈ. હવે દેહને તાણી ન દો, અને ભગવાનનું ભજન કરો."

ડોસા બોલ્યા: "આ યે ભજન જ છે ને? ભજન કંઈ મોઢે બોલીને થાય? હાથપગ ચાલે ત્યાં સુધી આ જ ભગવાનનું ભજન. તે વિના પેટમાં અન્ન નાખીએ તે યે ન પચે, અને ભજન કરીએ તે યે ન પચે."

મને ગીતાવચન યાદ આવ્યું:

स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विन्दति मानवः ॥

આ વચનનું વધારે સારું વિવેચન મને બીજે ક્યાં મળવાનું હતું? અને ડોસાની વાણી પણ કોઈ પણ વિદ્વાનને મુખે શોભે એવી સરસ સરી પડી, કારણ કે તે આખા જીવનભરના કર્મયોગમાંથી ઉદ્‌ભવી હતી.

દરેક ગીતના ભાવને પુષ્ટ કરતી આ બધી વસ્તુઓ તે તે ગીતની સાથે જ છાપી છે, જેથી તેના પ્રકાશમાં ગીતો વાંચવા વિચારવાની સરળતા થાય.

ગીતોના રાગ કોઈ નિશ્ચિત ચોકઠાના ન હોવાથી ગાનારાઓને તે મેળવતાં તકલીફ પડશે, એ જાણું છું. પણ દેશી ઢાળોના જાણકારોને શબ્દો પોતે જ યોગ્ય રાગ ઉપર દોરી જશે એવી આશા છે. લયનું સૂચન કરાવી આપે એવાં પ્રસિદ્ધ પદોની લીટીઓ આપી છે તે પણ કંઈક મદદરૂપ થશે.

# શુદ્ધિપત્ર

| પૃષ્ટ | મંજરી | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૧૯ | ૯ | ૭ | ધરીશ મ | ધરીશ મા, |
| ,, | ,, | ૯ | યુદ્ધ | યુદ્ધે |
| ૫૬ | ૨૪ | ૪ | થયો. | થયો." |
| ૬૫ | ૨૮ | ૩ | બીજું | બીજી |
| ૭૧ | ૩૦ | ૫ | જતી | જન |
| ૯૧ | ૩૯ | ૪ | અંત | અંતર |
| ૯૬ | ૪૧ | ૧૨ | ધ્રવ | ધ્રુવ |
| ૯૬ | ૪૧ | ૧૮ | કાયર જીવડાં | સાદવ જીવડાં |
| ૧૦૨ | ૪૩ | ૧૦ | સ્વ. | ભક્તશ્રેષ્ઠ |
| ૧૧૫ | ૪૭ | ૮ | ધનને | ધન ને |
| ૧૧૯ | ૪૯ | ૭ | વ્યાપો | વ્યાપે |
| ૧૨૯ | ૫૨ | ૧૭ | सहस्त्र | सहस्र |

# અનુક્રમણિકા


બે બોલ — ગાંધીજી — ૩
'મંજરી'નાં મૂળિયાં — ૪
યોજના — ૧૧

## અધ્યાય ૧ લો

૧. ધર્મક્ષેત્ર કુરુક્ષેત્ર — ૧
૨. થનગનાટ — ૩
૩. નિરાશા — ૫
૪. ધર્મપિપાસા — ૭

## અધ્યાય ૨ જો

૫. શિષ્યભાવ — ૯
૬. શોચ્ય શું ને અશોચ્ય શું? — ૧૧
૭. મૃત્યુ વિ૦ આત્મનાશ — ૧૫
૮. યોગની યુક્તિ — ૧૭
૯. સમતા યોગ — ૧૯
૧૦. કૌશલ્ય યોગ — ૨૧
૧૧. યોગી અને ભોગી — ૨૩
૧૨. અંતરનાં તોફાન — ૨૫
૧૩. સરસ રસ — ૨૭
૧૪. મહારસ — ૨૯
૧૫. સ્થિતપ્રજ્ઞ — ૩૧
૧૬. પુષ્પિત ભાષા — ૩૪

## અધ્યાય ૩ જો

૧૭. ડામાડોળ — ૩૭
૧૮. સત્યાચાર અને મિથ્યાચાર — ૩૯
૧૯. કર્મયોગ — ૪૧
૨૦. સહ-જ યજ્ઞ — ૪૪
૨૧. ચોર — ૪૮
૨૨. જીવનચરખો—યજ્ઞમય — ૫૧

૨૩. જીવનચર્યા–યજ્ઞશૂન્ય . . . . ૫૩
૨૪. નિઃસ્વાર્થ યોગ . . . ૫૫
૨૫. મોટાનું માહાત્મ્ય . . . ૫૮
૨૬. આત્માનો અવતાર . . . ૬૧
૨૭. ભાળાંભોળાં . . . . ૬૨
૨૮. બુદ્ધિભેદ . . . . ૬૫
૨૯ પૂરાનો ધર્મ . . . . ૬૭
૩૦. સ્વમાતા તેવો સ્વધર્મ . . . ૭૦
૩૧. શિરસાટે સ્વધર્મ . . . . ૭૩
૩૨. ઘાતક ધર્મ પરાયો છે . . . ૭૫


## અધ્યાય ૪ થો


૩૩ અવતાર . . . . ૭૭
૩૪. કર્મક્લેશ નહિ, પણ કર્મયોગ . . ૭૯
૩૫ જ્ઞાનની ખેતી . . . . ૮૨
૩૬ જીવનયુદ્ધ . . . . . ૮૪
૩૭ જ્ઞાનાગ્નિ . . . . ૮૬
૩૮. ચાકરીનું મૂલ . . . . ૮૮


## અધ્યાય ૫ મો


૩૯. સ્વરાજ્ય દાન . . . . ૯૧
૪૦. સમતા . . . . ૯૩


## અધ્યાય ૬ ઠ્ઠો


૪૧ આત્મોદ્ધાર . . . . ૯૫
૪૨. ચિત્તનો દીવો . . . . ૯૮
૪૩. યોગભ્રષ્ટ . . . . ૧૦૨


## અધ્યાય ૭ મો તથા ૮ મો


૪૪. મણિગણ . . . . ૧૦૮
૪૫. અંતસ્મરણ . . . . ૧૧૧
૪૬. આત્માથી પણ અદકો . . . ૧૧૩


## અધ્યાય ૯ મો


૪૭. ક્ષીણે પુણ્યે . . . . ૧૧૫
૪૮ પત્રં પુષ્પં ૧૧૭

## અધ્યાય ૧૦ મો

૪૯. ભગવાનની ભાષા . . . . ૧૧૯

## અધ્યાય ૧૧ મો

૫૦. છેલ્લી માત્રા . . . . . ૧૨૩
૫૧. કૂવાનો દેડકો . . . . ૧૨૫
૫૨. વિશ્વમૂર્તિની આરતી . . . ૧૨૮

## અધ્યાય ૧૨ મો

૫૩. ગોપાલભક્તિ . . . . ૧૩૧
૫૪. વિરાટની ભક્તિ . . . . ૧૩૪
૫૫. સ્વદેશસેવા . . . . ૧૩૬
૫૬. ભગવાનની નૌકાઓ . . . ૧૩૮
૫૭. મહત્વાકાંક્ષી . . . . ૧૪૨
૫૮ જીવનયાત્રા . . . . ૧૪૪
૫૯. જીવનકસોટી . . . . ૧૪૫
૬૦. એકગીત ગીતા . . . . ૧૪૮

## 'બે કેરી' નાટિકાનાં ગીતો

૬૧. અનુભવ . . . . . ૧૫૨
૬૨. શંકા . . . . ૧૫૪
૬૩. પસ્તાવો . . . . . ૧૫૫
૬૪. મોટો તે ખોટો . . . . ૧૫૭
૬૫. પ્રભુકૃપા . . . . . ૧૫૯
૬૬. સ્વર્ગનગરના મુસાફર . . . ૧૬૦
૬૭. નરકનગરના મુસાફર . . . . ૧૬૧
૬૮. અમૃત . . . . ૧૬૩

મંજરી ૧ લી

# ધર્મક્ષેત્ર કુરુક્ષેત્ર

[ મન લાગો મેરો યાર ફકીરી મેં—ની લયમાં. ]

ઘન ઘોર ગજબ કુરુક્ષેત્ર વિષે—
આ ધર્મક્ષેત્ર કુરુક્ષેત્ર વિષે. (ધ્રુવ૦)
પાંડવનાં દળ આ દિશ ઊલટયાં, કાળા કૌરવ સામી દિશે. ઘન૦
જે ક્ષેત્રે કોઈ પુરાણુ કાળે, દેવ દૈત્ય ઝૂઝયા રીસે. ઘન૦
જે ક્ષેત્રે શ્રી રામે છેદ્યાં, રાવણુનાં ખળ શીષ દશે. ઘન૦
જે ક્ષેત્રે પ્રહ્લાદ ઉગાર્યો, ક્રૂર પિતાથી નરસિંહે. ઘન૦
એ જ ક્ષેત્ર મહીં પુનરપિ પાંડવ, ગાંડિવ તાણી શર વરસે. ઘન૦
રંગ ધનંજય! શો ભય શો ભય? ધર[1] જેને હૃષીકેશ હસે[2]. ઘન૦
ગીતાનાં રણગીતો ગાઓ! કાયામાં કુરુક્ષેત્ર વસે—
આ ધર્મક્ષેત્ર હૃદયે વિલસે. ઘન૦

શબ્દાર્થ

૧ ધર જેને=જેની ધુરા ઉપર, એટલે કે જેના રથની ધૂંસરી ઉપર.
૨. ધર...હસે=જેના રથના સારથી સાક્ષાત્ શ્રીકૃષ્ણ છે.

## ભગવદ્ગીતા

धर्मक्षेत्रे कुरुक्षेत्रे समवेता युयुत्सवः ।
मामकाः पाण्डवाश्चैव किमू अकुर्वत संजय ॥ [ १-१ ]

*

## ગીતાબોધ

કુરુક્ષેત્રની લડાઈ એ નિમિત્તમાત્ર છે અથવા ખરું કુરુક્ષેત્ર આપણું શરીર છે. તે કુરુક્ષેત્ર છે તેમજ ધર્મક્ષેત્ર છે. જો તેને આપણે ઈશ્વરનું નિવાસસ્થાન માનીએ ને કરીએ તો તે ધર્મક્ષેત્ર છે.

[ અ૦ ૧ લો ]

મહાભારત ઐતિહાસિક ગ્રંથ ગણાય છે, પણ આપણે મન મહાભારત અને રામાયણ ઐતિહાસિક ગ્રંથ નથી, પણ ધર્મગ્રંથ છે. અથવા તેને ઇતિહાસ કહીએ તો તે આત્માનો ઇતિહાસ છે; અને તે હજારો વર્ષો પૂર્વે શું થયું તેનું વર્ણન નથી, પણ આજે પ્રત્યેક મનુષ્યદેહમાં શું ચાલી રહ્યું છે તેનો ચિતાર છે. મહાભારત અને રામાયણ બંનેમાં દેવ અને અસુરની—રામ અને રાવણની—વચ્ચે રોજ ચાલતી લડાઈનું વર્ણન છે.

[ પ્રસ્તાવના ]

*

## અનાસક્તિયોગ

...આ ઐતિહાસિક ગ્રંથ નથી, પણ તેમાં ભૌતિક યુદ્ધના વર્ણનને નિમિત્તે પ્રત્યેક મનુષ્યના હૃદયની અંદર નિરંતર ચાલતા દ્વંદ્વયુદ્ધનું જ વર્ણન છે; માનુષી યોદ્ધાઓની રચના હૃદયગત યુદ્ધને રસિક બનાવવાને સારુ ઘડેલી કલ્પના છે.

[ પ્રસ્તાવના ]

મંજરી ૨૭

## થનગનાટ

[મનુષ્યનું જ્ઞાન જ્યાં સુધી અધૂરું હોય છે ત્યાં સુધી જીવનની ધાંધલો વિષે તેનામાં પાર વિનાનો થનગનાટ ભરેલો હોય છે.]

*

['મન લાગો મેરો યાર ફકીરી મેં'—ની લયમાં.]

એનાં અંગ અંગ થનગની રહ્યાં!
—જેનાં સારથિપણુ યુગમણિ[1] વહ્યાં. (ધ્રુવ૦)

અંગ અંગ અર્જુનનાં નાચ્યાં, રક્ત હૃદય ઝણઝણી રહ્યાં. એનાં૦
રથી તણા રણરંગે રાચ્યા[2], શ્વેત હયો હણહણી રહ્યા. એનાં૦
દુર્ગ સમા રથનાં ભડ પૈડાં, મહી મર્દી ઘણઘણી રહ્યાં. એનાં૦
કૌરવદળનાં ચીરી હૈડાં, શંખ ભેરી દણદણી રહ્યાં. એનાં૦
સો સો[3] સામા ખડા ભયાનક, પાંચ[4] જોઈ સો ડરી ગયા. એનાં૦
પાંડવને કોઈ દૈવી ચાનક, લોભે કૌરવ લડી રહ્યા. એનાં૦
જીવનના કોઈ વિરલા યોગે, કૃષ્ણાર્જુન બે મળી ગયા. એનાં૦
ગીતાનાં રણવાદ્યો વાગ્યાં, નિરાશ વાદળ ટળી ગયાં. એનાં૦

### શબ્દાર્થ

૧. યુગમણિ=યુગના સર્વશ્રેષ્ઠ નરરત્ન, શ્રીકૃષ્ણ.
૨. રાચ્યા=રાચેલા, ઉમંગમાં આવેલા.
૩. સો સો=કૌરવો, આસુરી વૃત્તિઓ.
૪. પાંચ=પાંડવો, દૈવી વૃત્તિઓ.

*

### ભગવદ્ગીતા

ततः श्वेतैर्हयैर्युक्ते महति स्यन्दने स्थितौ ।
माधवः पाण्डवश्चैव दिव्यौ शंखौ प्रदध्मतुः ॥ [ १-१४ ]
स घोषो धार्तराष्ट्राणां हृदयानि व्यदारयत् ।
नभश्च पृथिवीं चैव तुमुलो व्यनुनादयन् ॥ [ १-१९ ]

મંજરી ૩ જી

## નિરાશા

['નહિ રે વિસારું હરિ'—ની લયમાં.]

ભલી રે આ તારી નિરાશા,[૧]
અર્જુનરાજ! ભલી રે આ તારી નિરાશા. (ધ્રુવ૦)

ગાજતાં વાજતાં ધાડિયાં[૨] આવ્યાં, માણવા યુદ્ધવિલાસા;
અઢારે સૈન્યની અક્ષૌહિણીમાં, તારે જ એક નિસાસા. અર્જુન૦

યુદ્ધને ખાતર ઝૂઝનારા—તેને જીત્યાની રે એક આશા;
ધર્મ-અધર્મનાં મંથન તારે, એક-શાં લાભ-વિનાશા.[૩] અર્જુન૦

ટાઢાં તળાવોનાં[૪] નાવડાં–તેને, લોઢ[૫] ને ઓટના ઘા શા[૬]?
મસ્ત કો યોગી–જહાજોના ભાગ્યમાં,
સિન્ધુના શ્વાસોચ્છ્વાસા. અર્જુન૦

સર્વેને આવો શોક હજો, સંગ કૃષ્ણ હજો શોકનાશા;
તાપેલ હૃદિયામાં સર્વે આ રેડજો, ગીતાનાં ગીત સુધા શાં. અર્જુન૦

### શબ્દાર્થ

૧. નિરાશા=સંશય અથવા અનિશ્ચયથી વ્યાપેલો વિષાદ અથવા શોક.
૨. ધાડિયાં=દળકટક.
૩. લાભ–વિનાશા=જય–પરાજય.
૪. ટાઢાં તળાવો=બંધિયાર પાણીવાળાં તળાવો.
૫. લોઢ=પાણીનાં મોજાં, ભરતી.
૬. લોઢ ને ઓટના ઘા શા?=ભરતીઓટના માર ક્યાંથી જાણે?

## ભગવદ્ગીતા

तान् समीक्ष्य स कौन्तेयः सर्वान् बन्धून् अवस्थितान् ।
कृपया परयाविष्टो विषीदन्निदमब्रवीत् ॥ [ १–२८ ]
दृष्ट्वेमं स्वजनं कृष्ण युयुत्सुं समुपस्थितम् ।
सीदन्ति मम गात्राणि मुखं च परिशुष्यति ॥ [ १–२९ ]
वेपथुश्च शरीरे मे रोमहर्षश्च जायते ।
गांडीवं स्रंसते हस्तात् त्वक् चैव परिदह्यते ।
न च शक्नोम्यवस्थातुं भ्रमतीव च मे मनः ॥ [ १–३० ]

*

## ગીતાબોધ

...આપણા દેહમાં અંતર્યામી શ્રીકૃષ્ણ—ભગવાન—આજે બિરાજે છે, ને જ્યારે જિજ્ઞાસુ અર્જુન રૂપે થઈને ધર્મસંકટમાં અંતર્યામી ભગવાનને પૂછીએ, તેનું શરણ લઈએ, ત્યારે તે આપણને આપવા તૈયાર જ છે. આપણે સૂતા છીએ; અંતર્યામી તો નિત્ય જાગતો છે. આપણામાં જિજ્ઞાસા થાય તેની તે વાટ જોઈ બેઠો છે. પણ આપણને તો સવાલ પૂછતાં નથી આવડતા, સવાલ પૂછવાનું મન પણ નથી થતું.

[ પ્રાસ્તાવિક ]

મંજરી ૪ થી

# धर्मपिपासा

[ અવિચારી લોકો છીછરા હોય છે. તેઓ ઊંડા ઊતરવાની તસ્દી જ લેતા નથી, શંકાઓ–સવાલો ઉઠાવતા જ નથી. વિચારવંત લોકો દરેક બાબતમાં ઊંડા ઊતરે છે, તેથી તેમને શરૂઆતમાં શંકાઓ ઊઠે છે, તેનું સમાધાન ન થાય ત્યાં સુધી તેમના હૃદયને જંપ વળતો નથી. હૃદયમંથન ચાલતું હોય તે દરમ્યાન તેઓ દુઃખી દુઃખી દેખાય છે, જાણે અશ્રદ્ધાળુ હોય, નિર્બળ હોય એવા દેખાય છે. પરંતુ હૃદયમંથનમાંથી એક દિવસ જ્ઞાનનું નવનીત નીકળ્યા વિના રહેતું નથી.

આવો જ્ઞાની માણસ અને છીછરો માણસ સરખાં કામો કરતા દેખાય, છતાં બન્નેનાં કામની કિંમતમાં મોટો ફેર હોય છે. દા. ત. બન્ને ખાદી જેવાં રચનાત્મક કાર્યો કરતા હશે, પણ એકનું જીવન કેવળ કારકુની ઢબનું જ રહેશે ત્યારે બીજો જ્ઞાનમય કર્તા આખા જીવનમાં ખાદીતત્ત્વને સતત ઉતારતો જશે. બન્ને સત્યાગ્રહોમાં ભળશે, પણ એક માત્ર રોષભર્યો તીખો સૈનિક જ રહેશે, જ્યારે બીજો દિવસે દિવસે સત્યાગ્રહની ગૂઢ શક્તિઓની શોધ કરતો જશે. ]

*

[ ' નહિ રે વિસારું હરિ '—ની લયમાં. ]

નથી રે આ તારી નિરાશા,
અર્જુનરાજ! નથી રે આ તારી નિરાશા. (ધ્રુવ૦)
ઊંડાણુની એ તો આતમચીસ ને, પ્રાણુની ધર્મપિપાસા. અર્જુન૦
અંધનાં જ્ઞાન ને અંધની શ્રદ્ધા, અંધનાં શૌર્ય બડાશા—
સિંહનો શબ્દ[1] થતાં જ શિયાળવાં[2], માંડશે નાસંનાસા. અર્જુન૦

કાયર કહો કોઈ કૃપણુ કહો, કોઈ ક્લીબ કહો મોહ-દાસા;
કહેનાર અટક્યા ને ઠેઠ ટક્યો તારો, નેત્રવંતો વિશ્વાસા.[3] અર્જુન૦
શંકા જુદી પેલા શંકાખોરની — નાસતાની છળ-ભાષા;[4]
શંકા જુદી તારી આત્મતૃષાની, જન્માવે આત્મ-ઉજાસા. અર્જુન૦
સંશયના જેણે ક્ષોભ ન જાણ્યા, વેઠ્યા નહિ શોક–ત્રાસા;
કૃષ્ણુપ્રસાદનો સ્વાદ શું તેને—જેની ન જાગી પિપાસા ? અર્જુન૦
શંકા-જળ્યો તું તો, તોય ન મેલ્યો, સારથિ[5]નો સહવાસા;
કંપતા હૈયામાં અંતે થયો તારે, ગીતાનો ધન્ય પ્રકાશા. અર્જુન૦

### શબ્દાર્થ

૧. સિંહનો શબ્દ=જ્ઞાન રૂપી સિંહની ગર્જના.
૨. શિયાળવાં=જ્ઞાન વગરની આંધળી શ્રદ્ધા, છીછરી હિંમત રૂપી શિયાળિયાં.
૩. નેત્રવંતો વિશ્વાસા=આંખવાળી એટલે કે જ્ઞાનમય શ્રદ્ધા.
૪. નાસતાની છળ–ભાષા=અશ્રદ્ધાળુ લોકો સ્વધર્મ છોડીને નાસે છે અને પોતાની નિર્બળતા ઢાંકવાને કપટભરી દલીલો કરે છે તે.
૫. સારથિ=અર્જુનના સારથિ એટલે ભગવાન.

*

### ભગવદ્‌ગીતા

अहो बत महत् पापं कर्तुं व्यवसिता वयम् ।
यद्राज्यसुखलोभेन हन्तुं स्वजनमुद्यताः ॥ [ १–४५ ]

*

### ગીતાબોધ

જેવું દુઃખ અર્જુનને થયું તેવું આપણને બધાંને થવું જોઈએ. ધર્મવેદના—ધર્મજિજ્ઞાસા વિના જ્ઞાન મળે નહિ. જેના મનમાં સારું શું ને માઠું શું એ જાણવાની ઇચ્છા સરખી ન થાય તેની પાસે ધર્મવાતો શી ?

[ અ૦ ૧ લો. ]

મંજરી ૫ મી

## શિષ્યભાવ

આવ્યો શિષ્ય હું શરણ,
કેશવ! તું સંભાળ સુકર્ણ.[૧] (ધ્રુવ૦)
નિશ્ચિત કર્મે દોર જનાર્દન! શોકે મુજ મતિ કૃપણ.[૨] કેશવ૦
ભીષ્મ દ્રોણનાં રકતે ખરડ્યાં, સુખ તે દુઃખનાં ઝરણ;
એ કરતાં તો વહાલાં માધવ! ઘર ઘર ભીખ્યાં અશન.[૩] કેશવ૦
ધન-ઊભરાતી ધરતી જીતું, કે જીતું સુરસદન;
કશાયથી મન ધખતો મોહન! શોક થશે શેં શમન? કેશવ૦
યુદ્ધેચ્છા મુજ ઊડી યદુપતિ! સામા જોઈ સ્વજન;
વાંચ્છે આત્મા હવે પરાજય, ગણું વિજયને મરણ. કેશવ૦
કુલહત્યારો, ધર્મ-ધુતારો, લોકે લજ્જિત-વદન;
નરક પચું સહુ કુલજન સોતો—શીખ્યો શાસ્ત્રે વચન. કેશવ૦
અર્ધ ફરી શ્રી કૃષ્ણે વરસ્યું, કરુણાપૂરણ નયન;
ગીતાનું સંગીત સુણાવ્યું, શોકનિરાશા-હરણ. કેશવ૦

શબ્દાર્થ

૧. સુકર્ણ=મારા જીવનનું સુકાન.
૨. કૃપણ=કૃપા ઉપજાવે તેવી, દીનતાભરી.
૩. અશન=ભોજન.

ભગવદ્‌ગીતા

कथं भीष्ममहं संख्ये द्रोणं च मधुसूदन ।
इषुभिः प्रतियोत्स्यामि पूजार्हावरिसूदन ॥ [ २–४ ]

गुरूनहत्वा हि महानुभावान्
श्रेयो भोक्तुम् भैक्ष्यमपीहलोके ।
हत्वार्थकामांस्तु गुरूनिहैव
भुंजीय भोगान् रुधिरप्रदिग्धान् ॥ [ २–५ ]

कार्पण्यदोषोपहतस्वभावः
पृच्छामि त्वां धर्मसंमूढचेताः ।
यच्छ्रेयः स्यान्निश्चितं ब्रूहि तन्मे
शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नम् ॥ [ २–७ ]

नहि प्रपश्यामि ममापनुद्यात्
यच्छोकमुच्छोषणमिन्द्रियाणाम् ।
अवाप्य भूमावसपत्नमृद्धं
राज्यं सुराणामपि चाधिपत्यम् ॥ [ २–८ ]

*

ગીતાબોધ

...જ્યારે જ્યારે ભીડમાં આવીએ ત્યારે આપણી ભીડ મટાડવા આપણે ગીતાની પાસે દોડી જઈએ છીએ ને તેની પાસેથી આશ્વાસન લઈએ છીએ....તે આપણને સદ્‌ગુરુ રૂપે છે, માતારૂપે છે, ને આપણે વિશ્વાસ રાખવો ઘટે છે કે તેના ખોળામાં માથું મૂકવાથી આપણે સહીસલામત રહીશું. ગીતાની પાસેથી આપણી બધી ધર્મ-ગૂંચો ઉકેલાવશું.

[ પ્રાસ્તાવિક ]

## મંજરી ૬ ઠ્ઠી

# शोच्य शुं ने अशोच्य शुं?

[ શસ્ત્રો સજી, રથમાં બિરાજી યુદ્ધે ચડેલ અર્જુન જ્યારે એકાએક બદલાયો અને સધપણું બતાવવા લાગ્યો ત્યારે શ્રીકૃષ્ણ તેના સામું તાકી જ રહ્યા. "વાહ રે અર્જુન! તારી પંડિતાઈ! વાહ રે તારી સધાઈ!" તેઓ મનમાં ને મનમાં કહેવા લાગ્યા અને ઉપહાસમિશ્ર નયને તેની સામે જોઈ રહ્યા.

"સગાં સાથે લડવું ન ઘટે એ વાત અહીં બે સેનાઓની વચ્ચે આવ્યા ત્યારે જ તને સૂઝી? શું યુદ્ધ ટાળવા માટે મહિનાઓ સુધી આપણે પ્રયત્નો નહોતા કર્યા? પહેલાં જે ભાઈસાહેબ વેરના ઊભરા ઠાલવતા હતા તે જ આજે ખરી કટોકટીની ક્ષણે સગાં માટેની લાગણીથી ઊભરાવા મંડ્યા છે! અને પાછા વેદો ને શાસ્ત્રો ટાંકીને વાદ કરે છે! કાયરને મોઢે શાસ્ત્રવચનો કેવાં અળખામણાં લાગે છે!" શ્રીકૃષ્ણ મનમાં ને મનમાં આમ વિચારવા લાગ્યા અને ખરે વખતે ખૂટેલા અર્જુન સામે તાકી જ રહ્યા.

પછી ભગવાને અર્જુનની અવળી બુદ્ધિનો ઉપહાસ કરી તેના ઉપર આ પ્રમાણે મારો ચલાવ્યો : "અરે અર્જુન, શાસ્ત્રો શું તું એકલો જ ભણ્યો છે કે? શાસ્ત્રોનાં વચનો શું મોહ અને કાયરતા ઢાંકવા સારુ ઋષિઓએ રચ્યાં હતાં કે? શાસ્ત્રો તો અમે પણ ભણ્યા છીએ. શાસ્ત્રો તો એમ શીખવે છે કે આત્માને મરણ નથી, મરણ માત્ર ક્ષણભંગુર શરીરને જ છે, માટે મરણનો શોક કરવો એ અધર્મ છે. શાસ્ત્રો તો એમ શીખવે છે કે જે જન્મે છે તેની પાછળ મરણ અવશ્ય વળગેલું જ છે, તેનો તે શોક કેવો? વળી શાસ્ત્રો તો એમ શીખવે છે કે શૂરા ક્ષત્રિય માટે ધર્મયુદ્ધ એ સ્વર્ગનું સાક્ષાત્ દ્વાર છે."

શ્રીભગવાને તો આમ એકધારો સપાટો ચલાવ્યો. અર્જુન શો જવાબ આપી શકે? વળી ભગવાન અરધું ઉપહાસમાં બોલતા હતા, તેથી તો અર્જુન એટલો શરમાતો હતો કે જાણે ધરતી માર્ગ આપે તો પોતે તેની અંદર સમાઈ જાય.

પરંતુ ભગવાન તો કરુણાળુ રહ્યા. તેમનો હેતુ અર્જુનને શરમાવીને અપમાનિત કરવાનો ઓછો જ હોય? તેમના હૃદયમાં તો એને માટે પ્રેમ અને લાગણી ઊભરાઈ રહ્યાં હતાં. તેથી મજાકની ભાષા થોડા જ વખતમાં પલટાઈ ગઈ. ભગવાને ગંભીર ભાષામાં નિષ્કામ કર્મયોગનો સોનેરી સિદ્ધાન્ત સમજાવી અર્જુનનો વિષાદ ઉડાડી દીધો.]

*

[ ‘ જાગો ઓ હિંદબાળ ! સુપ્રભાત રાજે ’—ની લયમાં. ]

**પરમ મિત્ર પાર્થ ઉપર નચવ્યાં કમલનયનાં,**
**અરધી ઉપહાસમિશ્ર કૃષ્ણ વરસ્યા કરુણા. (ધ્રુવ૦)**

**કુલનો કુલીન ભાવ, પૂજ્ય પ્રતિ પૂજ્યભાવ:**
**મોહમૂઢ થઈ લજાવ—વદન કાં ઉભયનાં[1] ? પરમ૦**

**પામરની પંડિતાઈ, શૌર્ય વગરની સધાઈ[2]—**
**પ્રગટી કાં હસાવ ભાઈ!—જોધ[3] કુરુરણના ? પરમ૦**

**દેહ તો ક્ષણિક જાત, દેહીનો શું હોય ઘાત?**
**દેહ—દેહી ઉભય તાત !—રુદનના વિષય ના. પરમ૦**

**શૂરને બસ એક શોક: ધર્મલોપ અશુજોગ,**
**સ્વલ્પ ધર્મ અર્થ ભોગ—અલ્પ ત્રણ ભુવનના. પરમ૦**

**પ્રાપ્ત ધર્મકર્મ કરવું, ફળનું નવ ધ્યાન ધરવું,**
**ફળાશા જતાં ન વરવું—આળસ તનમનનાં.[4] પરમ૦**

ફળ ગણુંત પામરાં, મૃત્યુ ગણુત કાયરાં,
કરત વીર યોગીવરા—માત્ર ધર્મગણુના. પરમ૦

શાસ્ત્રોનો એ જ શ્વાસ, વેદોની એ સુવાસ;
વેદવાદના વિલાસ[૫]—એ અધર્મ-ભ્રમણા. પરમ૦

લડ રે લડ ધર્મયુદ્ધ, ત્યાગ મા સ્વધર્મ શુદ્ધ,
બાપ! જો સમાન બુદ્ધ[૬]—જન્મ અને મરણા. પરમ૦

યોગેશ્વર યોગ રીત—પ્રગટાવી શિષ્ય હિત,
ગીતાનાં ગાઓ ગીત—શોકસંગ-હરણાં. પરમ૦

શબ્દાર્થ

૧. ઉભયનાં=બંનેનાં, એટલે કે કુળનાં તેમજ પૂજ્યોનાં.

૨. સબાઈ=સિદ્ધપણું અથવા સાધુપણું.

૩. જોધ=યોદ્ધાઓ.

૪. ફળાશા...મનનાં=ફળની આશા છોડીએ તો પછી કર્મ કરવાની વગર મફતની તસ્દી શા માટે લેવી એવો વિચાર ન કરવો.

૫. વેદવાદના વિલાસ=વેદનો આત્મા જે જ્ઞાન તેને છોડી વેદમાં રહેલાં કર્મકાંડો અને વેદના અક્ષરને વળગવું તે.

૬. સમાન બુદ્ધ=સમબુદ્ધિ વડે.

*

ભગવદ્ગીતા

तमुवाच हृषीकेशः प्रहसन्निव भारत ।
सेनयोरुभयोर्मध्ये विषीदन्तम् इदं वचः ॥ [ २–१० ]

कुतस्त्वा कश्मलमिदं विषमे समुपस्थितम् ।
अनार्यजुष्टमस्वर्ग्यं अकीर्तिकरमर्जुन ॥ [ २–२ ]

क्लैब्यं मा स्म गमः पार्थ नैतत्त्वय्युपपद्यते ।
क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वोत्तिष्ठ परंतप ॥ [ २–३ ]

अशोच्यान् अन्वशोचस्त्वं प्रज्ञावादाँश्च भाषसे ।
गतासून् अगतासूँश्च नानुशोचन्ति पंडिताः ॥ [ २–११ ]

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।
मा कर्मफलहेतुर्भूः मा ते संगोऽस्त्वकर्मणि ॥ [ २–४७ ]

योगस्थः कुरु कर्माणि संगं त्यक्त्वा धनंजय ।
सिद्ध्यसिद्ध्योः समो भूत्वा समत्वं योग उच्यते ॥ [ २–४८ ]

दूरेण ह्यवरं कर्म बुद्धियोगात् धनंजय ।
बुद्धौ शरणमन्विच्छ कृपणाः फलहेतवः ॥ [ २–४९ ]

મંજરી ૭મી

# मृत्यु वि० आत्मनाश

[ માણસ જન્મે છે અને મરે છે એ શોક કરવા જેવી વસ્તુ નથી. શોક કરવા જેવી ખરી વસ્તુ જો કંઈ હોય તો એ જ છે કે માણસના આત્મામાં સ્વધર્મપાલન કરવાની શક્તિ ભરેલી હોવા છતાં તે નિર્બળ બની જાય છે, રાંક—બાપડો બની જાય છે, મૃત્યુના ભયથી હિંમત હારી જાય છે, મોજમજામાં અને સગાંવહાલાં સાથે સુખચેનનું હળવું જીવન વહાલું કરી સ્વધર્મપાલનનું કઠિન છતાં વીરરસથી ભરેલું જીવન તજી બેસે છે. મરવું એ આત્મનાશ નથી. એ તો માત્ર રૂપાન્તર જ છે. પરંતુ છતે જીવે મુડદા થઈ રહેવું એ જ આત્મનાશ છે. ઈશ્વરે આત્મબળ આપેલું હોવા છતાં તે બળ ગુમાવી દેવું, સ્વધર્મ-પાલનનું બળ આત્મામાં હોવા છતાં કાયર થઈ સ્વધર્મ તજવો, સત્યપાલનનું બળ હૃદયમાં હોવા છતાં સત્ય છોડી બેસવું એ જ આત્મનાશ છે. ]

*

અશોચ્યનો શો શોક જ્ઞાનીને ?
મર્યું જીવ્યું સમ આત્મજ્ઞાનીને. ( ધ્રુવ૦ )

હું રડ, તું રડ, મારું તારું રડ,[1]
રે મા આત્મા અવિનાશીને. અશોચ્યનો૦

શસ્ત્ર ન છેદે, દહે ન પાવક,
ભીંજે ન આત્મા પૂર પાણીને. અશોચ્યનો૦

હણનારો હણી શકે કલેવર,
મૃત્યુ માત્ર મૃતપિંડ[2] જ્ઞાનીને.[3] અશોચ્યનો૦

ઠગલી બદલ્યે રુએ શું બાળક?
પિંડ-પલટ ક્યાં પીડે પ્રાણીને? અશોચ્યનો૦
આત્મનાશ નવ સમજ મૃત્યુને,
આત્મનાશ ગણ ધર્મહાનિને. અશોચ્યનો૦
જાત રાખવા, ન્યાત બચાવા,
રખે માર અંતર્યામીને. અશોચ્યનો૦
ગાઓ ગીતા મૃત્યુ-જીતા,[4]
રોતા નરની રંગવાણીને.[5] અશોચ્યનો૦

શબ્દાર્થ

૧. હું રડ...તારું રડ=હું તું, મારું તારું—એવો મોહ, કે જે મનુષ્યની બુદ્ધિને ગોટાળે ચડાવે છે, તેને રડ—તેનો શોક કર.
૨. મૃત્‌પિંડ=માટીનો પિંડો. એટલે શરીર.
૩. ફાની=નાશવંત.
૪. મૃત્યુ-જીતા=મૃત્યુના ભય ઉપર જીત મેળવી આપનારી.
૫. રંગવાણી=રંગ ચડાવનારી, ઉત્સાહ પ્રેરનારી.

*

ભગવદ્‌ગીતા

वासांसि जीर्णानि यथा विहाय
नवानि गृह्णाति नरोऽपराणि ।
तथा शरीराणि विहाय जीर्णानि
अन्यानि संयाति नवानि देही ॥ [ २–२२ ]
नैनं छिन्दन्ति शस्त्राणि नैनं दहति पावकः ।
न चैनं क्लेदयन्त्यापो न शोषयति मारुतः ॥ [ २–२३ ]
क्रोधात् भवति संमोहः संमोहात् स्मृतिविभ्रमः ।
स्मृतिभ्रंशात् बुद्धिनाशो बुद्धिनाशात् प्रणश्यति ॥ [ २–६३ ]

મંજરી ૮મી

## યોગની યુક્તિ

[ 'મન તોહે કિસ બિધ કર સમુઝાઉં' — ની લયમાં ]

યુક્તિ શીખવું સોનેરી,
યોગ કેરી યુક્તિ શીખવું સોનેરી.

ધૂંધવતો ધૂમ નહિ તર્કેરી,[1] રાખ નહીં પુસ્તકેરી;[2]
યોગમયી યુક્તિ આ મારી, શુદ્ધ જ્યોત હૃદયેરી.[3] યોગ૦

ભોગ અને ઐશ્વર્ય શોધ કાં, વિધ વિધ શાસ્ત્રો ઉખેળી ?
મૃગજળ દાખી ભમાવશે તુજ[4], બુદ્ધિ બહુશાખેરી. યોગ૦

મીઠા મહેરામણને કાંઠે, ઢૂંઢે કોણ કુવેરી[5] ?
વેદ રટે શિદ સમતા જેને, લાધેલી આત્મપ્રેરી ? યોગ૦

તપમાં ભય જડતાનો ભારી, ગર્વ લે જ્ઞાન ઘેરી;
સમબુદ્ધિ સમ ધર્મ ન બીજો, અલ્પે પણ લાભ ઢેરી.[6] યોગ૦

સર્વ કળામાં શ્રેષ્ઠ કળા આ, જીવનકળા અનેરી;
જ્ઞાનવેલ આ મનહર ગીતા, યોગરસે મેં ઉછેરી. યોગ૦

શબ્દાર્થ

૧. તર્કેરી = તર્કનો, દલીલબાજીનો.
૨. પુસ્તકેરી = પુસ્તકિયા, પોથીપાંડિત્યની.
૩. હૃદયેરી = હૃદયની.
૪. તુજ = તુજને, તને.
૫. કુવેરી = કુવારી, કૂઈ.
૬. ઢેરી = ઢગલાબંધ.

## ભગવદ્‌ગીતા

एषा तेऽभिहिता सांख्ये बुद्धिर्योगे त्विमां शृणु ।
बुद्ध्या युक्तो यया पार्थ कर्मबंधं प्रहास्यसि ॥ [२–३९]
नेहाभिक्रमनाशोऽस्ति प्रत्यवायो न विद्यते ।
स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात् ॥ [२–४०]
व्यवसायात्मिका बुद्धिरेकेह कुरुनन्दन ।
बहुशाखा ह्यनंताश्च बुद्धयोऽव्यवसायिनाम् ॥ [२–४१]
भोगैश्वर्यप्रसक्तानां तयापहृतचेतसाम् ।
व्यवसायात्मिका बुद्धिः समाधौ न विधीयते ॥ [२–४४]
यावानर्थ उदपाने सर्वतः संप्लुतोदके ।
तावान् सर्वेषु वेदेषु ब्राह्मणस्य विजानतः ॥ [२–४६]

*

## ગીતાબોધ

હવે તને હું કર્મયોગની વાત સમજાવું. એ યોગ આચરનારને નુકસાન થાય જ નહિ. એમાં તર્કની વાત નથી, એમાં તો આચરણની, કરીને અનુભવ લેવાની વાત છે. અને એ તો પ્રસિદ્ધ અનુભવ છે કે, હજારો મણ તર્ક કરતાં એક અધોળ આચરણ ચડી જાય. એ આચરણમાં પણ જો સારા માઠા પરિણામનો તર્ક ભળે તો તે દૂષિત થઈ જાય. પરિણામનો વિચાર કરતાં જ બુદ્ધિ મેલી થાય છે.

[ અ૦ ૨ જો ]

મંજરી ૯ મી

# समता योग

[ ટાઢ તડકો, સુખ દુઃખ, હાર જીત સમ ગણવાં એટલે એમ નહિ કે, તેની ગમ જ ન પડે, કે ટાઢ તડકાથી પોતાની રક્ષા જ ન કરીએ, અથવા સુખદુઃખની લાગણી જ ન થાય એવાં આપણાં હૃદય શૂન્ય કરી મૂકીએ. હાર જીત સમ ગણવાં એટલે એમ નહિ કે યુદ્ધે ચડતાં પહેલાં પૂરી તૈયારી ન કરવી. સમતાનો અર્થ તો એ છે કે એક વાર સમજી વિચારી યુદ્ધે ચડ્યા, ધર્મ સમજી કંઈ કામ માથે લીધું, એટલે ટાઢ આવો કે તડકો, દુઃખ આવો કે સુખ, હાર થાઓ કે જીત, છતાં તે છોડીએ નહિ. ]

*

[ 'મન તોહે કિસ બિધ કર સમુઝાઉં' — ની લયમાં ]

સમતા શીખવું સોનેરી,<br>
યોગીવરની સમતા શીખવું સોનેરી.

ઘરની શીતળ શાંતિ વર્ષે, વા ગાજે રણભેરી;<br>
જ્યાં હો ત્યાંનો સ્વધર્મ સેવો, કર્મ-કૂંચી એ વડેરી.[1] યોગી૦

કૈક સ્વધર્મો મીઠા માનદ, કૈક કટુ કષ્ટેરી;[2]<br>
સમ મીઠા સમ કડવા ગણવા, સમતાની બલિહારી. યોગી૦

સ્વજનો દેખી મોહ ધરીશ મ પર માની લે ન વેરી;<br>
યોગીને એક ધર્મ સહોદર, અધર્મ એ એક વેરી. યોગી૦

જય ભાળી યુદ્ધ નવ ચડવું, હઠવું નહિ હાર હેરી;[3]<br>
ધર્માર્થ તનુ ધરે યોગીવર, ધર્માર્થ દે ખંખેરી. યોગી૦

શક્તિ સંપત્તિ વય બુદ્ધિ, થોડી હો કે ઘણેરી;
આસક્તિ તજનારા સારુ, સમતા તો રાજશેરી.[૪] યોગી૦

મૃત્યુ માણે, જીવિત માણે,[૫] ગીતાનો રસ રેડી;
સમબુદ્ધિ એ યોગીને નહિ, જન્મ મરણની ફેરી. યોગી૦

### શબ્દાર્થ

૧. વડેરી = વડી.
૨. કષ્ટેરી = કષ્ટમય.
૩. હાર હેરી = હારી જવાશે એમ જોઈને.
૪. રાજશેરી = સહેલો અને સલામત રાજમાર્ગ.
૫. માણે = મજા લૂંટે (મૃત્યુની તેમ જ જીવનની.)

*

सुखदुःखे समे कृत्वा लाभालाभौ जयाजयौ ।
ततो युद्धाय युज्यस्व नैवं पापम् अवाप्स्यसि ॥ [ २–३८ ]
योगस्थः कुरु कर्माणि संगं त्यक्त्वा धनंजय ।
सिद्ध्यसिद्ध्योः समो भूत्वा समत्वं योग उच्यते ॥ [ २–४८ ]

મંજરી ૧૦ મી

## कौशल्य योग

[ 'મન તોહે કિસ બિધ કર સમુઝાઉં'—ની લયમાં ]

જીવનમાં પ્રાણ રેડી,
યોગી જીવે, જીવનમાં પ્રાણ રેડી.

મેલો ઘેલો, ભોટ, નમાલો, યોગી ના હોય લ્હેરી;
યોગીના જીવન–ખેતરની ચાસ–રેખ[1] ન્હોય ટેડી. યોગી૦

જગજુદ્ધેથી નાઠો અર્જુન! ધૂણી જે ધખવે રી;
તે કાયરને યોગ ન સાધે, લાધે રાખ ધુણેરી.[2] યોગી૦

જગના વ્યવહારોમાં છેલ્લો, દુર્બળ ઠોઠ રહે રી;
વન વસશે તો પણ માગણમાં, ખપશે તે ગંજેરી. યોગી૦

'ફળ નહિ મળવું તો શિદ રળવું?' બુદ્ધિ એ મૂર્ખ કેરી;
યોગી તો અતિ કુશળ સ્વધર્મે, રત્ને જેવો ઝવેરી. યોગી૦

વેઠે લીધા[3] ચાલે સીધા, જ્યાં લગી આર તિખેરી;
યોગીને શ્રમની નહિ ચોરી, કૃતિ જેની પ્રેમપ્રેરી. યોગી૦

શ્રમથી કસીને, રસથી રસીને, કૃતિઓ સૌ કરજે રી;
સૌ કર્તાથી અધિક કળાયલ, સૌથી કુશળ થજે રી. યોગી૦

યોગીજનની ઓળખ અર્જુન! નહિ નહિ ભભૂત-થથેરી;
જીવન એનું ગીતારસભર, કૃતિ કૌશલ્યકલેરી.[4] યોગી૦

### શબ્દાર્થ

૧. ચાસ–રેખ=ચાસની લીટી.
૨. ધુણેરી=ધૂણીમાંની.
૩. વેઠે લીધા=વેઠના બળદ.
૪. કૌશલ્ય–કલેરી=કળા કૌશલ્ય વાળી.

*

### ભગવદ્ગીતા

बुद्धियुक्तो जहातीह उभे सुकृतदुष्कृते ।
तस्मात् योगाय युज्यस्व योगः कर्मसु कौशलम् ॥ [ २–५० ]

*

### અનાસક્તિયોગ

ફળત્યાગ એટલે પરિણામને વિષે બેદરકારી એવો અર્થ નથી. પરિણામ, સાધનનો વિચાર અને તેનું જ્ઞાન આવશ્યક છે. એ થયા પછી જે મનુષ્ય પરિણામની ઇચ્છા કર્યા વિના સાધનમાં તન્મય રહે છે તે ફલત્યાગી છે.

[ પ્રસ્તાવના ]

મંજરી ૧૧ મી

# योगी अने भोगी

[ 'અકલ કલા ખેલત નર જ્ઞાની '—ની લયમાં ]

યોગી ઊઠી કરે સાધના,
અવર લોક જવ નિશા મનાવી,[1] ઘોરે રે કોઈ ભાતના;[2] યોગી૦
બીજા જાગી ભોગ કરે તવ, યોગી નિદ્રારાધના. યોગી૦
અબુદ્ધ જનને સ્નેહી–શત્રુ, આ પરના–આ નાતના;
સમબુદ્ધિને ભૂતમાત્રમાં, ભગવત કેરી ભાવના. યોગી૦
ભોગીને જીવ જન્તુ પદારથ–સૌ ખાવાના કામનાં;
યોગી સૌને સેવે સમજી, સ્વરૂપ આત્મારામનાં. યોગી૦
અસ્થિરને તો સદાય ગોથાં, આશાનાં ને નિરાશનાં;
સ્થિતપ્રજ્ઞનું જીવન રોપ્યું, ખડકે દૃઢ વિશ્વાસના. યોગી૦
અલ્પ જીવ નવ શકે સમાવી, ઝરણાં નાના ગામનાં;[3]
જગનાં પૂરો પીને નિશ્ચળ, મહાસાગર જે મહામના.[4] યોગી૦
ફળ તાકી ડગલું ભરનારા, કૃપણ અને કુછ કામના;[5]
શૂરા મસ્તક સાટે ખેલે, રણ જીવન સંગ્રામનાં. યોગી૦
જીવનના રસ જુદા અર્જુન ! અજ્ઞ અને વિદ્વાનના;
અસ્થિરના ને સ્થિતપ્રજ્ઞના, ભોગી–સંયમવાનના. યોગી૦
આલમ ઊંઘે ધર્મ તજીને, તું તે વારે જાગના;[6]
ગીતાનાં સંગીત ઝીલતો, શ્રમ કર સૌના ભાગના.[7] યોગી૦

શબ્દાર્થ

૧. નિશા મનાવી = રાત માનીને (છતે દિવસે).
૨. ઘોરે — ભાતના = નચિંત થઈને (સોડ તાણીને) સૂઈ રહે છે.

૩. અલ્પ — ગામનાં = ક્ષુદ્ર જીવરૂપી ખાબોચિયું જરા વરસાદ પડે કે ઊભરાઈ જાય છે, નાના સરખા ગામડાનાં ઝરણાંઓ પણ પોતાની અંદર સમાવી શકતું નથી.
૪. મહામના = મહાન અથવા વિશાળ છે મન જેમનું એવા.
૫. કુછ કામના = કશાય કામમાં ન આવે એવા, નકામા, તુચ્છ.
૬. જાગના = જાગને (જાગતો રહેજે).
૭. સૌના ભાગના = કર્તવ્યવિમુખ રહેનારા બીજા બધાની વતીના.

*

## ભગવદ્‌ગીતા

या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी ।
यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः ॥ [ २-६९ ]
आपूर्यमाणम् अचलप्रतिष्ठम् समुद्रमापः प्रविशन्ति यद्वत् ।
तद्वत् कामा यं प्रविशन्ति सर्वे स शान्तिमाप्नोति न कामकामी ॥ [२-७०]

*

## અનાસક્તિયોગ

ભોગી મનુષ્યો રાત્રિના બારએક વાગ્યા સુધી નાચ, રંગ, ખાન-પાનાદિમાં પોતાનો સમય ગાળે છે ને પછી સવારના સાતઆઠ વાગ્યા સુધી સૂએ છે. સંયમી રાત્રિના સાતઆઠ વાગે સૂઈ મધરાતે ઊઠી ઈશ્વરનું ધ્યાન ધરે છે. વળી ભોગી સંસારનો પ્રપંચ વધારે છે ને ઈશ્વરને ભૂલે છે, જ્યારે સંયમી સંસારી પ્રપંચથી અણજાણ રહે છે ને ઈશ્વરનો સાક્ષાત્કાર કરે છે. એમ બેના પંથ ન્યારા છે, એમ ભગવાને આ ( ૨-૬૯ મા ) શ્લોકમાં સૂચવ્યું છે. [ અ૦ ૨ જો. ]

*

## ગીતાબોધ

સ્થિરબુદ્ધિ માણસને જ્યાં દીવા જેવું ચોખ્ખું દેખાય છે ત્યાં અસ્થિર મનવાળા, દુનિયાની ધમાલમાં પડેલા જોઈ જ શકતા નથી; ને જે આવા ધમાલિયાને ચોખ્ખા જેવું લાગે છે તે સમાધિસ્થ યોગી સ્પષ્ટ રીતે મેલું જોઈ જાય છે ને તે તરફ નજર સરખીયે કરતો નથી.

[ અ૦ ૨ જો. ]

મંજરી ૧૨ મી

## अंतरनां तोफान

[ જીવન એ તોફાની દરિયામાં ઝંપલાવવા સમું જ છે. જે નિર્ભય છે, જે કુશળ છે, જેને અધવચ ડૂબી જવાયું તોયે તેની પરવા નથી, તેનું જ એમાં ઝંપલાવવાનું કામ છે. ]

*

અંતરશોકનાં તોફાન—
કોઈ તરે સમતાવાન,
રે કોઈ સ્થિતપ્રજ્ઞ સુજાણ. અંતર૦

એ દોહ્યલાં તરવાં[૧] કે
જેનાં બેસુકાની વહાણ. અંતર૦

ભીષણ વિષયના વાયરા ને, પહાડ મનસ-તરંગ;[૨]
સમને અસમ કરીને પછાડે, જીવન નાવ નિઃશંક. અંતર૦

તોફાનમાં પણ વીર માલમ[૩] ! નાવને ઝુકાર;
જીવન રમત વીરો તણી, કાયર ન પામે પાર. અંતર૦

તોફાનથી ડરવું નહિ, ધ્રુવ-ધર્મ[૪] રાખો ધ્યાન;
શઢ મેળવો નિષ્કામ-કોણે,[૫] સ્થિર બુદ્ધિ સુકાન. અંતર૦

ભયથી કિનારે ભાગશે તે, જીવતા મૃત માન;
એનું નાવ નહિ પણ ઘોલકું,[૬] મહિં વ્યાશે સૂકરશ્વાન.[૭] અંતર૦

એ બાપડાંને ભાગ નહિ, તોફાન ને નહિ પાર;
તોફાન સહે ને પાર લહે[૮], કોઈ યોગીરાજ ઉદાર. અંતર૦

તોફાન સાથે ઝૂઝતાં છો, પોઢજે જળધામ;
અહીં નામ અમર કરી સ્વર્ગે, માણજે વિશ્રામ. અંતર૦

આ ગાઓ ગીતા શોક-જીતા, ધન્ય પાર્થ સમાન;
તોફાનમાં જેનું સુકાન, સુરક્ષ્યું શ્રી ભગવાન. અંતર૦

### શબ્દાર્થ

१. એ દોહ્યલાં તરવાં=એ તોફાનો પાર કરવાં દુષ્કર છે.
२. પહાડ મનસ-તરંગ=મનોવૃત્તિઓનાં પહાડો જેવડાં મોજાંઓ.
३. માલમ=કપ્તાન
४. ધ્રુવ-ધર્મ=ધર્મરૂપી ધ્રુવ તારો.
५. નિષ્કામ-કોણે=નિષ્કામ કર્મના સિદ્ધાન્તરૂપી ખૂણા તરફ અથવા દિશા તરફ.
६. ઘોલકું=કૂબો અથવા જનાવરની બખોલ.
७. સૂકરશ્વાન=ભૂંડ ને કૂતરાં.
८. પાર લહે=પાર પામી જાય.

*

### ભગવદ્ગીતા

इन्द्रियाणां हि चरताम् यन्मनोऽनुविधीयते ।
तदस्य हरति प्रज्ञाम् वायुर्नावमिवाम्भसि ॥ [ २–६७ ]
तस्मात् यस्य महाबाहो निगृहीतानि सर्वशः ।
इन्द्रियाणीन्द्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥ [ २–६८ ]

## મંજરી ૧૩ મી

# सरस रस

[ 'જે કોઈ પ્રેમઅંશ અવતરે' – ની લયમાં. ]

રસમાં સરસ એક રસ શુદ્ધ;
કોઈ પીએ યોગી સમબુદ્ધ. રસમાં૦
પીનારાની ખરી પરીક્ષાઃ હઠે શોકનાં જૂથ. રસમાં૦
ચાખે તેને[1] નહિ ભાવશે, વિષયોના રસ ક્ષુદ્ર. રસમાં૦
અમૃતની કેમ કરે કલ્પના, મદિરાલોલુપ મૂઢ? રસમાં૦
લોલુપ પ્રીછે નહીં પરમપદ, રહે હુંપદ–આરૂઢ. રસમાં૦
મહારસ પીશે, શાંતિ વરશે, થાશે શોક ભભૂત. રસમાં૦
પ્રભુપ્રસાદે પ્રજ્ઞા થાશે, સમતાયોગારૂઢ. રસમાં૦
બીજા રસ પરહરી પીઓ સૌ, ગીતાગૌનાં દૂધ. રસમાં૦

### શબ્દાર્થ

૧. ચાખે તેને=(એ રસ) ચાખનારને.

*

### ભગવદ્‌ગીતા

विषया विनिवर्तन्ते निराहारस्य योगिनः ।
रसवर्जं रसोऽप्यस्य परं दृष्ट्वा निवर्तते ॥ [२–५९]
रागद्वेषवियुक्तैस्तु विषयान् इन्द्रियैश्चरन् ।
आत्मवश्यैर्विधेयात्मा प्रसादमधिगच्छति ॥ [२–६४]
प्रसादे सर्वदुःखानाम् हानिरस्योपजायते ।
प्रसन्नचेतसो ह्याशु बुद्धिः पर्यवतिष्ठते ॥ [२–६५]
नास्ति बुद्धिरयुक्तस्य न चायुक्तस्य भावना ।
न चाभावयतः शान्तिः अशान्तस्य कुतः सुखम् ॥ [२–६६]

## અનાસક્તિયોગ

"દેહધારી નિરાહારી રહે છે ત્યારે તેના વિષયો મોળા પડે છે, પરંતુ રસ નથી જતો; તે રસ તો ઈશ્વરસાક્ષાત્કાર થવાથી શમે છે." [ ૨–૫૯ ]

— આ શ્લોક ઉપવાસાદિનો નિષેધ નથી કરતો, પણ તેની મર્યાદા સૂચવે છે. વિષયોને શાંત કરવા સારુ ઉપવાસાદિ આવશ્યક છે, પણ તેમની જડ એટલે તેમને વિષે રહેલો રસ તો કેવળ ઈશ્વરની ઝાંખી થયે જ શમે. ઈશ્વરસાક્ષાત્કારનો રસ જેને લાગે તે બીજા રસોને ભૂલી જ જાય.

[ અ૦ ૨ જો ]

મંજરી ૧૪ મી

## મહારસ

[ 'જે કોઈ પ્રેમઅંશ અવતરે 'ની — લયમાં ]

વીરનો મહારસ જીવનયુદ્ધ;
કાયરો ખાનપાન–રસ–મૂઢ. વીરનો૦
ખાઉં ખાઉં કહીં ધાતા કામી, મળે નહિ તો ક્રુદ્ધ. વીરનો૦
ક્રોધમૂઢ ઝટ શુદ્ધિ ગુમાવે, જાય રસાતળ બુદ્ધ. વીરનો૦
ક્ષુદ્ર ભોગમાં બુદ્ધિ બોળી,[1] વિનાશમાં શું બૂડ? વીરનો૦
નિરાહાર[2] થા, ત્યાગ સ્વાદ સૌ, હલકા ધર્મવિરુદ્ધ. વીરનો૦
તન તજશે, પણ મન રસ ભજશે, મચવા દેજે યુદ્ધ. વીરનો૦
મંથનમાંથી મહારસ મળશે, શ્રદ્ધા જો સાબૂત. વીરનો૦
અર્જુનનો રથ કૃષ્ણ હાંકશે,[3] ગીતા ગાતાં ગૂઢ.[4] વીરનો૦

શબ્દાર્થ

૧. બોળી = બુડાડીને
૨. નિરાહાર = ઉપવાસી, સર્વ ઇન્દ્રિયોના ભોગોનો ત્યાગી.
૩. અર્જુનનો — હાંકશે = મનુષ્યનો જીવનપંથ અંતર્યામી ભગવાન તેને સુઝાડશે.
૪. ગીતા ગાતાં ગૂઢ = જો તે ( અર્જુન ) ગૂઢ જ્ઞાનવાળી ગીતા ગાશે એટલે ગીતાનો નિષ્કામ કર્મયોગ પોતાના જીવનમાં ઉતારશે તો.

## ભગવદ્‌ગીતા

ध्यायतो विषयान्पुंसः संगस्तेषूपजायते ।
संगात् संजायते कामः कामात् क्रोधोऽभिजायते ॥ [ २–६२ ]
क्रोधात् भवति संमोहः संमोहात् स्मृतिविभ्रमः ।
स्मृतिभ्रंशात् बुद्धिनाशो बुद्धिनाशात् प्रणश्यति ॥ [ २–६३ ]
विहाय कामान् यः सर्वान् पुमांश्चरति निःस्पृहः ।
निर्ममो निरहंकारः स शान्तिमधिगच्छति ॥ [ २–७१ ]

*

## ગીતાબોધ

ઇન્દ્રિયો જેની સ્વતંત્રપણે વર્તે છે તે રોજ વિષયોનું ધ્યાન ધરે છે. એટલે પછી તેને તેની લગની લાગે છે, એ વિના બીજું સૂઝતું જ નથી. એવી લગનીમાંથી એને કામ ઉત્પન્ન થાય છે. પછી તે પુરાય નહિ એટલે તેને ક્રોધ આવે છે. ક્રોધાતુર અરધો ગાંડા જેવો તો બને જ છે; તેને પોતાનું ભાન નથી રહેતું, એટલે સ્મરણ ન રહેતાં આમ તેમ બકે છે ને વર્તે છે. એવા માણસનો છેવટે નાશ ન થાય તો શું થાય? . . . તેથી જે માણસ સર્વ કામનાઓ તજી, નિરહંકાર થઈ, મમતા છોડી, તટસ્થપણે વર્તે છે તે શાંતિ પામે છે.

[ અ૦ ૨ જો. ]

### મંજરી ૧૫ મી

## સ્થિતપ્રજ્ઞ

[પોતાનું કર્તવ્ય શું, સ્વધર્મ શો એનો સાચો નિર્ણય પોથીઓના પંડિતથી થઈ શકશે નહિ, પણ આ પદમાં દર્શાવેલા ગુણોવડે જેણે પોતાની પ્રજ્ઞાને સ્થિર કરી છે—પોતાના હૃદયને વિશુદ્ધ કર્યું છે તે અંતરપ્રેરણાથી તે જાણી જશે. સ્વધર્મનું આચરણ કરવાનું શૌર્ય પણ તેવા યોગીમાં જ આપોઆપ જાગશે.]

*

['વૈષ્ણવ જન તો તેને કહીએ'—ની લયમાં]

સ્થિતપ્રજ્ઞ તે કોને કહીએ? શું બોલે, શું ચાલે રે?
અર્જુન પ્રશ્ન કરે ને ઉત્તર, શ્રીયોગેશ્વર વાળે રે. સ્થિત૦

સ્થિતપ્રજ્ઞ ને અન્ય જનોનાં, વિચાર કહેણી કરણી રે;
સાવ ભિન્ન સમજી લે અર્જુન! ભિન્ન જેમ દિન-રજની રે. સ્થિત૦

મનમાં જન્મેલા જે કામો, મનમાં સર્વ શમાવે રે;
સાગર શો ગંભીર વિરાજે, સ્થિતપ્રજ્ઞ તે કહાવે રે. સ્થિત૦

દુખમાં મન ઉદ્વેગ ધરે નહિ, સુખમાં તૃષ્ણા ત્યાગે રે;
રૂડે ભૂંડે રાગદ્વેષ નહિ, તેની પ્રજ્ઞા જાગે રે. સ્થિત૦

વિષયોમાંથી મન સંકોરે, કચ્છપ જેવો અંગ રે;
ભાગે કે ઝટ પાછું વાળે, તે યોગીને રંગ રે. સ્થિત૦

નિરાહાર થઈ દ્વાર વાસવાં, એ તો પ્રથમ પ્રવેશ રે;[1]
ભક્તિભાવે પ્રવેશ કરશે, અન્ત જશે ઉદ્દેશ રે.[2] સ્થિત૦

નિરાહારનો જિતાહારી, મહા પ્રયત્ને થાશે રે;[3]
સ્વચ્છ આત્મરસ પીને જ્યારે, મલીન પર સુગાશે રે. સ્થિત૦
હીણા રસનું ધ્યાન ધરંતો, અબુદ્ધ થઈને મરશે રે;
પ્રભુકૃપાએ પીએ પરમ રસ, તે મુનિ શાંતિ વરશે રે. સ્થિત૦
બ્રાહ્મી શાંતિ સિદ્ધ કરી જે, અંત સમય પણ રાખે રે;
સ્થિતપ્રજ્ઞ તે જશે બ્રહ્મપદ, ભગવદ્‌ગીતા સાખે રે.[4] સ્થિત૦

### શબ્દાર્થ

૧. નિરાહાર—પ્રવેશ રે=હું શરીરથી આહાર નહિ જ કરું-કામનાઓનું સેવન નહિ જ કરું, દેહનું દમન કરીશ, એવો દૃઢ ટેક ધરીને ઇન્દ્રિયોરૂપી દરવાજા બંધ કરીને બેસવું એ મનને પારવાના યોગ-પંથનું પ્રથમ પગલું છે

૨. ભક્તિભાવે—ઉદ્દેશ રે=આજે જો શ્રદ્ધાભક્તિથી પ્રવેશ કરશે એટલે કે વ્રત નિયમાદિના પાલનથી આરંભ કરશે તો અંતે વહેલો મોડો ધારેલા ઉદ્દેશે જરૂર પહોંચશે.

૩. નિરાહારનો—થાશે રે=આજે જે નિરાહારી થયો છે—આજે જેણે ઇન્દ્રિયોને ખોરાક આપવાનું બંધ કરી દીધું છે, તે મહાપ્રયત્નને અંતે એક દિવસ જિતાહારી થશે—ઇન્દ્રિયોને કયો આહાર આપવો અને કયો ન આપવો એનો વિવેક સુંદર રીતે સમજતો થશે.

૪. ભગવદ્‌ગીતા સાખે રે=એ વાતની ગીતાજી સાક્ષી પૂરે છે.

*

### ભગવદ્‌ગીતા

## अर्जुन उवाच

स्थितप्रज्ञस्य का भाषा समाधिस्थस्य केशव ।
स्थितधीः किं प्रभाषेत किमासीत व्रजेत किम् ॥ [ २—५४ ]

श्रीभगवानुवाच

दुःखेष्वनुद्विग्नमनाः सुखेषु विगतस्पृहः ।
वीतरागभयक्रोधः स्थितधीर्मुनिरुच्यते ॥ [ २–५६ ]
यः सर्वत्रानभिस्नेहः तत्तत् प्राप्य शुभाशुभम् ।
नाभिनन्दति न द्वेष्टि तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥ [ २–५७ ]
यदा संहरते चायम् कूर्मोऽङ्गानीव सर्वशः ।
इन्द्रियाणीन्द्रियार्थेभ्यः तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥ [ २–५८ ]
विषया विनिवर्तन्ते निराहारस्य देहिनः ।
रसवर्जं रसोऽप्यस्य परं दृष्ट्वा निवर्तते ॥ [ २–५९ ]
या निशा सर्वभूतानाम् तस्यां जागर्ति संयमी ।
यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः ॥ [ २–६९ ]

आपूर्यमाणम् अचलप्रतिष्ठम्
समुद्रमापः प्रविशन्ति यद्वत् ।
तद्वत् कामा यं प्रविशंति सर्वे
स शान्तिमाप्नोति न कामकामी ॥ [ २–७० ]

विहाय कामान् यः सर्वान् पुमांश्चरति निःस्पृहः ।
निर्ममो निरहंकारः स शान्तिमधिगच्छति ॥ [ २–७१ ]
एषा ब्राह्मी स्थितिः पार्थ नैनां प्राप्य विमुह्यति ।
स्थित्वास्याम् अन्तकालेऽपि ब्रह्मनिर्वाणमृच्छति ॥ [ २–७२ ]

### મંજરી ૧૧ મી

## પુષ્પિત ભાષા

[ શુષ્ક પંડિત અને જ્ઞાની એ બે ઉપરટપકે જોનારને સરખા દેખાય, પણ બે સાવ નોખા જ છે. પંડિત ઉપર ઉપરના ભાષાના ભૂસામાં રમે, ત્યારે જ્ઞાની તો કોઈ પણ વિષયના અંતરમાં ઊતરે અને જીવનમાં પોતાનું જ્ઞાન ઉતારે નહિ ત્યાં સુધી હેરાન હેરાન રહે. પંડિત ગાદીતકિયે પડીને ઓડકાર ખાતો જ્ઞાનગોષ્ટીઓ કરે, પણ જ્ઞાની તો જ્ઞાનની ઉપાસના પાછળ ગાંડો હોય, તેને ખાવાનું પણ ભાન ન રહે. પંડિત જ્ઞાનનો ગમે તેટલો દેખાવ કરતો છતો પોતાનાં સુખ સગવડને કદી ભૂલી ન શકે, સુખસત્તાને ખાતર તે જ્ઞાન વેચવા તૈયાર થાય, સિદ્ધાન્ત છોડતાં અચકાય નહિ. જ્ઞાની તો સિદ્ધાન્તને ખાતર શિષ આપવાને સદા તત્પર રહે. શુષ્ક પંડિત સ્વાર્થી, સગવડિયો, પામર, ડરપોક જીવ હોય; જ્ઞાની વીર યોદ્ધો હોય, સદા કેસરિયાં કરીને લડવાને સજ્જ રહે. ]

*

[ 'ઝંડા ઊંચા રહે હમારા'—ની લયમાં ]

બૂડયો પંડિત પુષ્પિત ભાષા;[1]
અલંકાર, ઝડ ઝમ્મક, પ્રાસા.[2] બૂડયો૦

માથે મોભ્ભાદાર પાઘડી,
છટાદાર મુખ શાસ્ત્રવિલાસા. બૂડયો૦

ઋષિ, દેવતા, છંદ સમેતા,[3]
ચારે વેદો જિહ્વા વાસા. બૂડયો૦

કયા શાસ્ત્રનું[4] કયું વિવેચન—
વાદ ચડે તો પડે ન પાછા. બૂડયો૦

આપ વદે ને આપ ન બૂઝે,
બહુ ધૂમ ને અલ્પ પ્રકાશા. બૂડયો૦

મંત્ર ભણ્યો પણ મર્મ કળ્યો નહિ,
માત્ર કંઠમાં મંત્રો ઠાંસ્યા. બૂડયો૦

ચિત્ર વિચિત્ર ક્રિયા વિસ્તારી,[૫]
ધર્મ નહિ એ ધર્મતમાશા. બૂડયો૦

યજ્ઞ કર્યા પણ સ્વાર્થ ન હોમ્યા,
મનમાં ભોગૈશ્વર્યફલાશા.[૬] બૂડયો૦

નિશ્ચય ટાણે ગડગડ ગબડે,[૭]
અનંત સર્જે તર્કાકાશા.[૮] બૂડયો૦

જ્ઞાનગંગમાં બહુ બહુ નાહ્યા,
કોરા પંડિત રહ્યા શિલા શા. બૂડયો૦

ગીતાનાં બહુ ગીતો ગાયાં,
તોય હજુ ક્યાં હઠે નિરાશા? બૂડયો૦

## શબ્દાર્થ

૧. પુષ્પિત ભાષા=ફુલાવેલી–શણગારેલી ભાષામાં.

૨. પ્રાસા=પ્રાસમાં.

૩. ઋષિ—સમેતા=દરેક વેદમંત્રનો દ્રષ્ટા ઋષિ કોણ છે, અધિષ્ઠાતા દેવતા કઈ છે, તે કયા છંદ યાને રાગથી ગવાય છે વગેરે સર્વ અંગોના અભ્યાસપૂર્વક.

૪. શાસ્ત્ર=દર્શનશાસ્ત્ર, તત્ત્વજ્ઞાન.

૫. ચિત્ર– વિસ્તારી=જગતમાં નામના મેળવવા માટે જાતજાતના યજ્ઞયાગ કર્યા.

૬. ભોગૈશ્વર્યફલાશા=સુખસત્તા મેળવવાની કામના.

૭. નિશ્ચય—ગભડે=પોતાનો સ્વધર્મ કયો કે કયો નહિ એનો નિર્ણય લેવાનો પ્રસંગ આવે તે વખતે તેની બુદ્ધિ કામ આપતી નથી, પણ તેને દલીલોના જાળામાં ઊલટો ગૂંચવે છે.

૮. તર્કાકાશા=આકાશનો ઘૂમટ માથા ઉપર દેખાય છે છતાં વસ્તુતાએ કશું જ નથી તે પ્રમાણે કશો અર્થ ન નીકળે તેવી શબ્દો અને દલીલોની જાળ.

*

## ભગવદ્ગીતા

व्यवसायात्मिका बुद्धिरेकेह कुरुनन्दन ।
बहुशाखा ह्यनन्ताश्च बुद्धयोऽव्यवसायिनाम् ॥ [ २–४१ ]
यामिमां पुष्पितां वाचं प्रवदंत्यविपश्चितः ।
वेदवादरताः पार्थ नान्यदस्तीति वादिनः ॥ [ २–४२ ]
कामात्मानः स्वर्गपरा जन्मकर्मफलप्रदाम् ।
क्रियाविशेषबहुलां भोगैश्वर्यगतिं प्रति ॥ [ २–४३ ]
भोगैश्वर्यप्रसक्तानाम् तयापहृतचेतसाम् ।
व्यवसायात्मिका बुद्धिः समाधौ न विधीयते ॥ [ २–४४ ]

*

## અનાસક્તિયોગ

...પણ નિષ્કામતા, કર્મફલત્યાગ, કહેવા માત્રથી નથી થતી. તે કેવળ બુદ્ધિનો પ્રયોગ નથી. એ હૃદયમંથનથી જ ઉત્પન્ન થાય છે. એ ત્યાગશક્તિ ઉત્પન્ન કરવાને સારુ જ્ઞાન જોઈએ. એક પ્રકારનું જ્ઞાન તો ઘણા પંડિતો પામે છે. વેદાદિ તેમને મોઢે હોય છે. પણ એમનામાંના ઘણા ભોગાદિમાં રચ્યાપચ્યા રહે છે.

[ પ્રસ્તાવના ]

## મંજરી ૧૭ મી

## ડામાડોળ

[ સાચું જીવન સિદ્ધાન્ત ઉપર રચાયેલું હોઈ એક પ્રકારનું ઘનઘોર યુદ્ધ જ છે. પણ આપણે તો સગાંવહાલાં સાથે વસી ખાનપાન મોજમજામાં આયુષ્ય ગાળવું એને જ સાચું જીવન ગણવાની ભૂલ કરીએ છીએ. તેથી જ્યારે સિદ્ધાન્તને ખાતર સગાંવહાલાંનો, સુખસગવડનો અને પંડનો પણ ત્યાગ કરવાનો પ્રસંગ આવે છે ત્યારે તે આપણને ઘોર લાગે છે અને આપણે પણ, અર્જુનની જેમ જ, બુદ્ધિનો સમતોલ ગુમાવી બેસીએ છીએ. ]

*

બગડ્યો બુદ્ધિનો સમતોલ,
અવળા પડ્યા અમોલા બોલ.
ભાષણ તારાં અકળ કેશવા ! ગૂંચાળાં ને ગોળ. અવળા૦
ઘડીક યુદ્ધે, ઘડીક ધર્મે, કાં કર ડામાડોળ ? અવળા૦
સમબુદ્ધિ હું સમજ્યો કેશવ ! હાર ગણું જય તોલ. અવળા૦
લોકલાજથી તજું ન હિંસા, તો હું સમતા-બોળ.[1] અવળા૦
કુળધર્મે સ્થિર રહીને સેવું, સ્થિર પ્રજ્ઞાના કોડ.[2] અવળા૦
રાજ્ય કાજ જો લોહી લઉં તો, હું રડતો ઘટ ગોળ.[3] અવળા૦
ધર્મ રખાવા ચાહે તો કાં, ઘોર કર્મમાં જોડ ? અવળા૦
અન્ય બોધ, તુજ અન્ય જ આજ્ઞા, ચગળ્યો દાસ હિલોળ.[4] અવળા૦
એક મતિ દે સખા ! સુનિશ્ચિત, દ્વાર શ્રેયનાં ખોલ. અવળા૦
કૃપા કરે તો સુણાવ કૃષ્ણા ! ગીતાગીત-કિલ્લોલ[5] અવળા૦

## શબ્દાર્થ

૧. સમતા–ખોળ=બુદ્ધિની સમતા ખોઈ બેઠેલો.
૨. સ્થિર પ્રજ્ઞાના કોડ=મારી બુદ્ધિ સ્થિર થાય એવી ઉમેદ ધરાવું છું.
૩. રડતો ઘટ ગોળ=તળિયા વિનાનો ઘડો જેમ ગમે તે દિશામાં ગબડે તેવો કશા સિદ્ધાન્ત વગરનો.
૪. ચગવ્યો દાસ હિલોળ=આ તારા દાસને તર્કવિતર્કના ચગડોળે ચડાવ્યો છે.
૫. કિલ્લોલ=મધુરા સરોદ.

*

## ભગવદ્‌ગીતા

### अर्जुन उवाच

ज्यायसी चेत् कर्मणस्ते मता बुद्धिर्जनार्दन ।
तत् किं कर्मणि घोरे मां नियोजयसि केशव ॥ [ ३–१ ]
व्यामिश्रेणेव वाक्येन बुद्धिं मोहयसीव मे ।
तदेकं वद निश्चित्य येन श्रेयोऽहमाप्नुयाम् ॥ [ ३–२ ]

*

## ગીતાબોધ

સ્થિતપ્રજ્ઞનાં લક્ષણ સાંભળીને અર્જુનને એમ થયું કે માણસે શાંત થઈને બેઠા રહેવું જોઈએ. એના લક્ષણમાં કર્મનું તો નામ સરખું યે તેણે ન સાંભળ્યું. તેથી ભગવાનને પૂછ્યું: કર્મ કરતાં જ્ઞાન વધારે એમ તમારા બોલ ઉપરથી લાગે છે તેથી મારી બુદ્ધિ મૂંઝાય છે. જો જ્ઞાન સારું હોય તો મને ઘોર કર્મમાં કેમ ઉતારો છો? મને ચોખ્ખું કહો કે મારું ભલું શેમાં છે?

[ અ૦ ૩ જો. ]

મંજરી ૧૮મી

## सत्याचार अने मिथ्याचार

કુંડમાં બળે જેટલા અગ્ન,[1]
પાંડવ! નથી તેટલા યજ્ઞ.
કોઈ બળે કામના માટે,
કોઈ બળે નામના માટે,
જો મુજ પ્રીત્યર્થે બળે આપ,
તો સાચે સાચો યજ્ઞ. કુંડમાં૦

જેટલાં બીડેલાં લોચંન,
તેટલાં નથી ધ્યાનનિમગ્ન.
કોઈ બીકણુ શાકુમરગલાં,[2]
કોઈ કપટી હોશે બગલાં;
જો મુજમાં મન સંલગ્ન,
તો જ તે સાચો ધ્યાનનિમગ્ન. જેટલાં૦

સૈનિકો જે જે શરસંચ્છિન્ન,[3]
તેટલા નહિ શૌર્યસંપન્ન.
કોઈ લૂંટલોભમાં ધાયા,
કોઈ પળતા પીઠ ઘવાયા;
તે શૂરા સૈનિક ધન્ય,
મદર્થે અર્પ્યાં શીષ પ્રસન્ન.[4] સૈનિકો૦

ગાયન વાદન નાટારંગ—
બધા કંઈ નથી ભક્તના ઢંગ.

કોઈ રસિયા રાજગવૈયા,
કોઈ વરઘોડે બજવૈયા;
મુજ ગીતા ગાતાં અંગ અંગ[5] તો,
ખરા ભક્તના ઢંગ. ગાયન૦

### શબ્દાર્થ

૧. અગ્ન=અગ્નિ.
૨. શાહમરગલાં=શાહમૃગો, જેઓ ભયનાં માર્યા માથું રેતીમાં ભરાવી દે છે.
૩. શરસંચ્છિન્ન=તીરથી ઘવાયેલા.
૪. મદર્થે—પ્રસન્ન=મારે અર્થે હસતાં મુખ સહિતનાં શીષ આપ્યાં.
૫. મુજ—અંગ અંગ=જો અંગ અંગમાં મારી ગીતાના સિદ્ધાન્તો ઉતારે.

*

### ભગવદ્ગીતા

कर्मेन्द्रियाणि संयम्य य आस्ते मनसा स्मरन् ।
इन्द्रियार्थान् विमूढात्मा मिथ्याचारः स उच्यते ॥ [ ३–६ ]
यस्त्विन्द्रियाणि मनसा नियम्यारभतेऽर्जुन ।
कर्मेन्द्रियैः कर्मयोगम् असक्तः स विशिष्यते ॥ [ ३–७ ]

*

### અનાસક્તિયોગ

. . . જે વાણીને રોકે છે પણ મનમાં કોઈને ગાળ કાઢે છે તે નિષ્કર્મ નથી પણ મિથ્યાચારી છે. આનો અર્થ એવો નથી કે મન રોકાય નહિ ત્યાં લગી શરીરને રોકવું નિરર્થક છે. શરીરને રોકયા વિના મન ઉપર અંકુશ આવતો જ નથી. પણ શરીરના અંકુશની સાથે મન ઉપર અંકુશ રાખવાનો પ્રયત્ન હોવો જ જોઈએ. જેઓ બીક કે એવાં બાહ્ય કારણોને લીધે શરીરને રોકે છે પણ મનને વાળતા નથી, એટલું જ નહિ પણ મનથી તો વિષય ભોગવે છે અને લાગ ફાવે તો શરીરથી પણ ભોગવે, તેવા મિથ્યાચારીની અહીં નિંદા છે. . . .

[ અ૦ ૩ જો ]

મંજરી ૧૯ મી

## कर्मयोग

[ ગઝલ ]

ઘોર હો વા શાંત હો, કર્તવ્ય તે કરવું રહ્યું;
જેનો નિયત જે પ્રાંત[1] હો, તે ખીલવી ખીલવું રહ્યું. ૧

હાથ પગ તેં બાંધિયા તો, જગત શું અટકી ગયું?
'બેજવાબી[2] એહ મુક્તિ'—જ્ઞાન એ કહીંથી થયું? ૨

જિંદગી ને જુદ્ધ[3] ઈશ-વહાવ્યું આપ વહી રહ્યું;
ભાગ તારો ના ભર્યો તો, ગયું તે તારું ગયું.[4] ૩

કર્મથી કાં ભાગિયો? શું બંધથી બચવું ચહ્યું?
દેહ સુધ્ધાં ના નભે જો, કર્મ બંધ બધું કર્યું. ૪

કર્મવશ જે જંતુ નહિ, કહીં સૃષ્ટિમાં નજરે ચડયું?
સૌ મુખે કુદરત તણું, કઠતું કરમનું ચોકડું.[5] ૫

બહારથી નિષ્કર્મ ને, રણ[6] કર્મનું માંહે ભર્યું;
મૂઢ મિથ્યાચાર એ, નૈષ્કર્મ્ય[7] એમ ન સૂતરું. ૬

નિયમથી મન જીતિયું તો, નિયત કર્મ ભલે કર્યું;
કામી નહિ, એ કર્મયોગી; કર હલ્યા તો શું થયું? ૭

નિયતથી છટકયે અરે શું, કર્મ શિર પરથી ટળ્યું?
કામકામી બેજવાબી, કર્મ એ ઊલટું થયું.[8] ૮

નિયત કર, કર યજ્ઞકર્મ, યુદ્ધમયું યા રસમયું;
કર્મયોગ તણું સરસ આ, તત્ત્વ કર જીવનમયું[9] ૯

ખાઈ પી ખુશ સ્વજન સંગે, તાત તેમાં શું વળ્યું ?[10]
અમર કેવળ યજ્ઞકર્મો, ને હસત મુખ જે સહ્યું. ૧૦
યોગગાયન યોગસ્વામી, ગાયું ગીતાનું ભલું;
ને જરી નવકિરણ–ચમકે, પડળ અર્જુનનું હલ્યું.[11] ૧૧

## શબ્દાર્થ

૧. પ્રાંત=પ્રદેશ, કાર્યક્ષેત્ર.
૨. બેજવાબી=બેજવાબદારી, સ્વકર્મની જવાબદારી માથેથી ઉતારી મૂકવી તે.
૩. જિંદગી ને જુદ્ધ=જીવન અને જીવનમાં સિદ્ધાંતને ખાતર આવી પડતા અનેક વિકટ પ્રસંગો.
૪. ગયું તે તારું ગયું=એમાં કોઈનું નુકસાન થયું હોય તો તારું પોતાનું જ થયું છે.
૫. કડવું કરમનું ચોકડું=કર્મની કાંટાળી લગામ.
૬. રણ=યુદ્ધ
૭. નૈષ્કર્મ્ય=કંઈ કરવાપણું બાકી ન રહે એવી કર્મમુક્તિની સ્થિતિ.
૮. કામકામી—થયું=જવાબદારીનાં તકલીફ અને જોખમમાંથી છટકવું એ કર્મ ન કરવા સમાન નથી, પણ અવળી દિશાનું અને તેથી પાપકારક કર્મ કરવા બરાબર છે.
૯. કર જીવનમયું=જીવનમાં ઉતાર.
૧૦. તેમાં શું વળ્યું ?=એવું જીવન ગાળીશ તો તારું આયુષ્ય નાશ પામશે, તારું નામ નિશાન કશું અમર રહેશે નહિ.
૧૧. પડળ–હલ્યું=આંખ ઉપરથી વિષાદનું પડળ ખસ્યું.

*

## ભગવદ્ગીતા

न कर्मणामनारंभात् नैष्कर्म्यं पुरुषोऽश्नुते ।
न च संन्यसनादेव सिद्धिं समधिगच्छति ॥ [ ३–४ ]
न हि कश्चित् क्षणमपि जातु तिष्ठत्यकर्मकृत् ।
कार्यते ह्यवशः कर्म सर्वः प्रकृतिजैर्गुणैः ॥ [ ३–५ ]

कर्मेन्द्रियाणि संयम्य य आस्ते मनसा स्मरन् ।
इन्द्रियार्थान् विमूढात्मा मिथ्याचारः स उच्यते ॥ [ ३–६ ]
नियतं कुरु कर्म त्वं कर्म ज्यायो ह्यकर्मणः ।
शरीरयात्रापि च ते न प्रसिद्ध्येदकर्मणः ॥ [ ३–८ ]
यज्ञार्थात् कर्मणोऽन्यत्र लोकोऽयं कर्मबंधनः ।
तदर्थं कर्म कौन्तेय मुक्तसंगः समाचर ॥ [ ३–९ ]

*

## અનાસક્તિયોગ

. . . પણ એક તરફથી કર્મમાત્ર બંધનરૂપ છે એ નિર્વિવાદ છે; બીજી તરફથી દેહી ઇચ્છાઅનિચ્છાએ પણ કર્મ કર્યા કરે છે. શારીરિક કે માનસિક ચેષ્ટા માત્ર કર્મ છે. ત્યારે કર્મ કરતો છતો મનુષ્ય બંધનમુક્ત કેમ રહે? આ કોયડાનો ઉકેલ ગીતાજીએ જેવી રીતે કર્યો છે તેવો બીજા એક પણ ધર્મગ્રંથે કર્યો મારી જાણમાં નથી. ગીતા કહે છે: 'ફલાસક્તિ છોડો ને કર્મ કરો,' 'નિરાશી થાઓ ને કર્મ કરો,' 'નિષ્કામ થઈને કર્મ કરો.' એ ગીતાજીનો ન ભુલાય એવો ધ્વનિ છે."

[ પ્રસ્તાવના ]

## મંજરી ૨૦ મી

## સહ-જ યજ્ઞ

[ પશુઓ ક્રૂરતા – હિંસાથી વર્તે છે તેનો કોઈ દોષ કાઢતું નથી, કારણ કે તે મૂઢયોનિ છે અને પોતાની પ્રકૃતિને વશ વર્તે છે. પોતાની પ્રકૃતિ શી છે તે વિચારવાની કે તેમાં વિકાસ સાધવાની તેમના ઉપર જવાબદારી કુદરતે રાખી નથી. છતાં કુદરતના નિયમોને અનુસરી તેઓમાં પણ પોતાનાં બચ્ચાંઓ ઉપર હેત કરવાની અને તેમની રક્ષા અર્થે મરી ફીટવાની ભાવના ખીલી છે. મનુષ્યને પરમેશ્વરે બુદ્ધિ આપેલી હોવાથી પોતાની પ્રકૃતિ સમજવી તથા તેને વિકસાવવી એની જવાબદારી તેને પોતાને શિરે છે. પણ આપણે માણસજાતે બુદ્ધિના આળસથી અને ઊંચે ચડવાના પરિશ્રમના કંટાળાથી મૂઢ જીવન પસંદ કર્યું હોય એમ શું નથી જણાતું? એમ ન હોય તો આપણે ક્યારના ચેતી ગયા હોત કે આપણો જન્મસિદ્ધ સ્વભાવ ફાવે તે ઉપાયે જીવવું એટલો જ નથી, પણ જીવન દ્વારા યજ્ઞભાવના પ્રકટ કરવી એ છે. આપણે નીતિ, નમ્રતા, દયા, ક્ષમા, સત્ય, પ્રેમ, સેવા આદિ ગુણો થોડા પ્રમાણમાં ખીલવ્યા છે ખરા, પણ જો આપણે કાયરતા તજીએ, આત્મબળ કેળવીએ તો આ ગુણો આજના કરતાં હજારગણા ખીલવી શકીએ.]

*

[ ‘અકલ કલા ખેલત નર જ્ઞાની’ -- ની લયમાં ]

પૂર્વે જ્યારે રચી પ્રજાઓ —
બેઉ બીજ બ્રહ્મીજી બોલ્યાં:[1]
જીવો ને સહુ યજ્ઞ ચલાવો.[2] પૂર્વે૦
જીવો તે યજ્ઞાર્થે જીવો,
યજ્ઞ યજી જીવન વિકસાવો;
યજ્ઞચક્ર ચડી વૃદ્ધિ પામો,
વધી અંતે સંપૂરણ થાઓ. પૂર્વે૦

દેવોને માનવગણ અર્ચો,
    દિવ્ય ગણો માનવપ્રિય ભાવો;[3]
પ્રાણી-તરુ પરસ્પર સેવો,
    જડ-ચેતન યજ્ઞે સંધાઓ. પૂર્વે૦

ખાન પાન ધન સાધન પામો,
    આત્માનું કલ્યાણ કમાઓ;
શ્રેય પ્રેયનાં દૂધ દૂઝતી,
    કામધેનુ તમ યજ્ઞ જ થાઓ. પૂર્વે૦

વર વાણી જવ વદ્યા પિતામહ,
    આનંદી સૌ વિશ્વપ્રજાઓ;
મહાયજ્ઞ મંડાયા જહીં તહીં,
    થયા ભાવતા એક બીજાઓ. પૂર્વે૦

સૂર્યે તાપનયજ્ઞ આદર્યો,
    જલધિએ રવિ જળે વધાવ્યો;
યજ્ઞપરાયણ મેઘો વરસ્યા,
    વનો વનસ્પતિભાર[4] ધરાવ્યો. પૂર્વે૦

જે ખેડુએ રસા[5] તણો કસ,
    શ્રમ ને ખાતર પૂરી બઢાવ્યો;
તે ખેડુને ધરતી માતા,
    મોતીના ઢગ[6] રચી ધરાવ્યો. પૂર્વે૦

ખાતાં ધાતાં હિંસ્ર પ્રાણીઓ,
    હેતે ચાટે યજ્ઞ-હવ્યાંઓ[7];
આપ ભોગ થઈ શિશુ રક્ષતી,
    ક્રૂરોમાં[8] પણ મૃદુ માતાઓ. પૂર્વે૦

યજ્ઞાભાવે[૯] આકુળ વ્યાકુળ,
મનુ કુળનાં બાળક બાળાઓ;
જ્યાં જ્યાં યજ્ઞ ભળ્યો[૧૦] ત્યાં ઉદ્ભવી,
નીતિ નમ્રતા દયા ક્ષમાઓ. પૂર્વે૦
કુરુક્ષેત્રનું ધર્મક્ષેત્ર થયું,
પાંડવના એ યજ્ઞપ્રભાવો[૧૧];
ઘોર કર્મમાં યજ્ઞપ્રભાવે,
કર્મયોગ કૃષ્ણે પ્રગટાવ્યો.[૧૨] પૂર્વે૦
માનવમાનવના વ્યવહારો,
યજ્ઞભાવના-સિંચિત થાઓ;
યજ્ઞસ્વામીના યજ્ઞ વિષે ભળી,
યજ્ઞગીત ગીતાનું ગાઓ. પૂર્વે૦

### શબ્દાર્થ

૧. બોયાં = વાવ્યાં.
૨. જીવો — ચલાવો = એક બીજ તે જીવનેચ્છા અને બીજું બીજ તે યજ્ઞભાવના-પરોપકાર કરવાની ઊર્મિ.
૩. માનવપ્રિય ભાવો = મનુષ્યનું કલ્યાણ થાય એવી ભાવના ભાવો.
૪. વનસ્પતિભાર = જાતજાતના ઉપયોગોમાં આવે તેવી અગણિત વનસ્પતિઓનો સમૂહ.
૫. રસા = પૃથ્વી.
૬. મોતીના ઢગ = મોતી જેવા સુંદર દાણાના ઢગલા.
૭. યજ્ઞ-હળ્યાંઓ = પરસ્પર પ્રેમની લાગણીથી હેતાળ બનેલાં.
૮. ક્રૂરોમાં = વાઘ સિંહ આદિ ક્રૂર પ્રાણીઓમાં
૯. યજ્ઞાભાવે = યજ્ઞ ભાવનાના અભાવથી.
૧૦. ભળ્યો = દાખલ થયો, પ્રગટ્યો.
૧૧. કુરુક્ષેત્રમાં — યજ્ઞ પ્રભાવો = કુરુક્ષેત્ર એટલે ધર્મયુદ્ધના નિયમોને તોડીને યુદ્ધ કરવું, પાપી કૌરવો તેવું જ યુદ્ધ કરે; પણ પાંડવો ધર્મવૃત્તિના

અને સહાય શ્રીકૃષ્ણ ભગવાનની સલાહથી વર્તનારા રહ્યા, તેથી તેઓ એ નિયમોનો ભંગ ન જ કરે. તેમના આગ્રહથી કુરુક્ષેત્ર એ ધર્મક્ષેત્ર રહી શક્યું.

૧૨. ઘોર — પ્રગટાવ્યો = શ્રીકૃષ્ણે ઘોર હિંસામય યુદ્ધના દૃષ્ટાન્તનો ઉપયોગ કર્યો છે, છતાં તેમના મનમાં યજ્ઞનો એટલે કે જગતકલ્યાણનો જ હેતુ હોવાથી તેઓ એવા દૃષ્ટાંત મારફત પણ ગીતાના કર્મયોગનો શુભ સિદ્ધાંત આપણને શીખવી શક્યા છે.

*

### ભગવદ્‌ગીતા

सहयज्ञाः प्रजाः सृष्ट्वा पुरोवाच प्रजापतिः ।
अनेन प्रसविष्यध्वम् एष वोऽस्त्विष्टकामधुक् ॥ [ ३–१० ]
देवान् भावयतानेन ते देवा भावयन्तु वः ।
परस्परं भावयंतः श्रेयः परमवाप्स्यथ ॥ [ ३–११ ]

*

### અનાસક્તિયોગ

. . . યજ્ઞ એટલે પોતાને અર્થે નહિ, પણ બીજાને સારુ, પરોપકારને સારુ ઉઠાવેલો શ્રમ, એટલે ટૂંકામાં સેવા. . . .

[ અ૦ ૩ જો. ]

*

### ગીતાબોધ

. . . અને તેથી જ ગીતાકારે જ્ઞાનની કંઈક ઝાંખી બીજા અધ્યાયમાં કરાવ્યા પછી ત્રીજા અધ્યાયમાં તેને પહોંચવાના સાધનમાં પ્રવેશ કરાવ્યો, ને સ્પષ્ટ શબ્દોમાં કહી દીધું કે આપણે જન્મથી જ યજ્ઞને સાથે લાવ્યા છીએ, એટલે કે આ દેહ કેવળ પરમાર્થને કારણે આપણને મળ્યો છે.

[ યજ્ઞ–૧ ]

. . . મનુષ્યનો ત્યાગ એ જ તેનો ભોગ છે. આ પશુ અને મનુષ્ય વચ્ચેનો ભેદ.

[ યજ્ઞ–૨ ]

મંજરી ૧૧ મી

## चोर

[ 'રે શિર સાટે નટવરને વરીએ'—ના ઢાળમાં ]

રે ચોર ખરેખર તો ઠરીએ,
જો યજ્ઞ કર્યા વિણ સંઘરીએ. રે ચોર૦

રે લઈએ લઈએ ને લઈએ, રે કોડી વળતર નવ દઈએ,
રે લૂણહરામી તો ઠરીએ. રે ચોર૦

રે આપે રળીએ આપે જમીએ, રે ભૂખ્યાંને નવ નોતરીએ,
રે પેટભરા તો તો ઠરીએ. રે ચોર૦

રે કસી કસી રસ ભૂના લણીએ, રે ખાતર વળતાં નવ પૂરીએ,
રે ધરતી-ઘાતક તો ઠરીએ. રે ચોર૦

રે ગટગટ પય ગૌનાં પીએ, રે તરપત[1] ગૌને નવ કરીએ,
રે ગૌના ઘાતક તો ઠરીએ. રે ચોર૦

રે પરસેવો[2] જનનો લઈએ, રે ફળ જો સરખું નવ દઈએ,
રે માનવ-ઘાતક તો ઠરીએ. રે ચોર૦

રે ગણી ગણીને હક ભોગવીએ, રે ફરજનું પાલન નવ કરીએ,
રે રાષ્ટ્રવિઘાતક તો ઠરીએ. રે ચોર૦

રે વાપરીએ[3] ને નવ ભરીએ, રે ફેંદીને નવ ગોઠવીએ,
રે વનના વનચર[4] તો ઠરીએ. રે ચોર૦

રે એઠું કરિ નવ ઊજળીએ,[5] રે ગોબું કરિ નવ સુન્દરીએ,
રે કીટ નરકના તો ઠરીએ. રે ચોર૦
રે જીવનના રસ ભોગવીએ, રે યજ્ઞાર્થે શીષ નવ દઈએ;
રે જીવત મુડદાં તો ઠરીએ. રે ચોર૦
રે ગીતો ગીતાજીનાં સુણીએ, રે સુણીને રગરગ નવ ઝીલીએ,
રે ચોર કૃષ્ણજીના ઠરીએ. રે ચોર૦

### શબ્દાર્થ

૧. તરપત=તૃપ્ત.
૨. પરસેવો=મહેનત મજૂરી.
૩. વાપરીએ=વાપરીને ખૂટાડીએ, વ્યય કરીએ.
૪. વનના વનચર=અસંસ્કારી જંગલી.
૫. ઊજળીએ=ઊજળું કરીએ, અજવાળીએ.

*

### ભગવદ્‌ગીતા

इष्टान् भोगान् हि वो देवा दास्यन्ते यज्ञभाविताः ।
तैर्दत्तान् अप्रदायैभ्यो यो भुंक्ते स्तेन एव सः ॥ [ ३–१२ ]
यज्ञशिष्टाशिनः सन्तो मुच्यन्ते सर्वकिल्बिषैः ।
भुंजते ते त्वघं पापा ये पचन्त्यात्मकारणात् ॥ [ ३–१३ ]

*

### ગીતાબોધ

. . . લોકસેવા કર્યા વિના, તેમનો (લોકોનો) ભાગ તેમને પ્રથમ આપ્યા વિના જે ખાય છે તે ચોર છે. અને જેઓ લોકનો—જીવમાત્રનો ભાગ તેમને પહોંચાડયા પછી ખાય છે કે કંઈ ભોગવે છે તેમને તે ભોગવવાનો અધિકાર છે, એટલે તે પાપમુક્ત થાય છે. એથી ઊલટું, જેઓ પોતાને અર્થે જ કમાય છે, મજૂરી કરે છે તે પાપી છે ને પાપનું અનાજ ખાય છે.

[ અ૦ ૩ જો ]

. . . આપણે જન્મથી જ યજ્ઞને સાથે લાવ્યા છીએ, એટલે કે આ દેહ કેવળ પરમાર્થને કારણે આપણને મળ્યો છે. અને તેથી યજ્ઞ કર્યા વિના જે જમે છે તે ચોરીનું જમે છે એવું સખત વાક્ય ગીતાકારે કહી દીધું. શુદ્ધ જીવન ગાળવા ઇચ્છનારનું બધું કાર્ય યજ્ઞરૂપે હોય. આપણે યજ્ઞ સાથે અવતર્યાં એટલે આપણે સદાયના ઋણી—દેવાદાર રહ્યા. તેથી આપણે જગતના હમેશના ગુલામ સેવક. અને ગુલામનો સ્વામી જેમ સેવા લેવાને કારણે તેને અન્નવસ્ત્રાદિ આપે છે તેમ આપણને જગતનો સ્વામી આપણી પાસેથી ગુલામી લેવા અન્ન-વસ્ત્રાદિ આપે તે આભારપૂર્વક લઈએ. તેટલાનો પણ આપણને હક છે એવું ન માનીએ, એટલે કે ન મળે તો સ્વામીને ન વગોવીએ. . . .

[ યજ્ઞ — ૧. ]

## મંજરી ૧૨ મી

# जीवनचरखो – यज्ञमय

[ સૃષ્ટિચક્રમાં મનુષ્યની ઉત્પત્તિ થઈ નહોતી ત્યાં સુધી ચક્ર સરળ રીતે ફર્યે જતું હતું. લોકો પ્રકટ થતા અને હોલવાતા. જન્મો પણ થતા અને મરણો પણ થતાં, પણ બધું કુદરતના કાયદાને અનુસરીને થતું હોવાથી તેમાં કેવળ એક સ્થિતિમાંથી બીજી સ્થિતિમાં ફેરફાર થવાપણું જ હતું. તેમાં નહોતું અધઃપતન કે નહોતું ઊર્ધ્વગમન. તેમાં નહોતું સુખ કે નહોતું દુઃખ.

પરંતુ જ્યારથી સૃષ્ટિમાં મનુષ્ય પ્રાણી અવતર્યો ત્યારથી એ જુદાં જુદાં સ્વભાવનાં સૃષ્ટિચક્રો ફરવા લાગ્યાં. મનુષ્યને પરમેશ્વરે બુદ્ધિની બક્ષિસ સાથે જગતમાં મોકલ્યો. બુદ્ધિના અદ્ભુત બળને લીધે તે સૃષ્ટિચક્રમાં જડાયેલો જડ આરો ન રહેતાં તેનો સંચાલક બન્યો. પોતાને મળેલી બુદ્ધિના પ્રભાવથી સૃષ્ટિચક્રના નિયમો જાણી તેને અનુસરે તો જગતને સુખી કરી પોતે સત્વર પૂર્ણતાને પામે, ઊલટો ચાલે તો જગતને દુઃખી કરી પોતે તેટલા જ વેગથી નાશ પામે.

બુદ્ધિયુક્ત પ્રાણીના જીવનનો મહાન નિયમ — યજ્ઞ અથવા સેવા, તેની શોધ જે મનુષ્યોએ કરી, તેમનો જીવનચરખો સમરસ ગુંજવા લાગ્યો. એ નિયમનો દ્રોહ કરી જેમણે સ્વાર્થો પોષવામાં જ બુદ્ધિનો ઉપયોગ કર્યો તેમના ચક્રમાંથી કામ ક્રોધ મોહ ભય આદિ ઘર્ષણ, ખડકાર અને ઘર્ઘરાટ નીપજ્યાં. ]

ગર ગર ફરે[1]—

ગર ગર ફરે રે જીવનચરખો.

બ્રહ્મ તણા મહા સૃષ્ટિકર્મમાં, યજ્ઞ-મેઘ અમી વર્ષ્યો.[2] ગર૦
માયા-કર્દમમાં શો સુંદર, ફૂટયો માનવ-ફણગો.[3] ગર૦
જગતચક્રનો પરમ ચક્રધર, કરતો તદપિ ન કરતો.[4] ગર૦
કામ નહિ અભિમાન નહિ—એ કર્તાની ગતિ પરખો. ગર૦
સર્જકનો એ મહાન સર્જક, યાજ્ઞિક સૌથી અધિકો. ગર૦
બ્રહ્મ-ચક્ર એ ધરી આદર્શે,[5] હાંક અલ્પ તુજ ચરખો ગર૦
યજ્ઞ-તેલ ઊંજ્યો જો હરનિશ, સમાર સ્વારથ-થડકો. ગર૦
સ ર ગ મ સ ર ગ મ ગીતા ગુંજો,[6]
સમરસ સમરસ ગીતા ગુંજો,[7] તારો જીવનચરખો. ગર૦

**શબ્દાર્થ**

૧. ગર ગર ફરે=જરા પણ અવાજ વિના ગર ગર ફરે છે.
૨. યજ્ઞ-મેઘ અમી વર્ષ્યો=યજ્ઞરૂપી મેઘે અમૃતની વૃષ્ટિ કરી.
૩. માયા— માનવ-ફણગો=માયામાંથી નીપજેલો છતાં જ્યારે મનુષ્ય પોતાનો જીવનચરખો સુંદર રીતે ચલાવી જાણે છે ત્યારે તેનું જીવન કાદવમાંથી નીપજતા કમળ સમું શોભાયમાન થાય છે.
૪. કરતો — ન કરતો=કારણ કે તે અહંકાર વિના કરે છે.
૫. ધરી આદર્શે=આદર્શ રૂપે દૃષ્ટિ સામે રાખીને.
૬. સરગમ—ગુંજો=સુરીલા ગાયન સમું ગીતામય જીવન જીવો.
૭. સમરસ — ગુંજો=સમત્વ બુદ્ધિ કેળવીને ગીતામય જીવન જીવો.

મંજરી ૨૩ મી

## जीवनचरखो — यज्ञशून्य

ઘડડડ ઘસે[૧]—
ઘડડડ ઘસે રે જીવનચરખો.

ઘર્ઘરાટ ઘર્ષણનો બોલે, યજ્ઞ[૨] ઊંજી કર હલકો. ઘડડડ૦
બ્રહ્મ હતું ત્યાં છવાઈ માયા, શરૂ થયો ભવ-ચરખો.[૩] ઘડડડ૦
જળ વરસ્યું ને અન્ન ઉદ્‌ભવ્યું, પ્રગટ્યો માનવ-તણખો.[૪] ઘડડડ૦
'આ લઉં તે લઉં,' 'આ કરું તે કરું,' હુંપદમાં જીવ વટક્યો.[૫] ઘડડડ૦
આત્મભાન ભૂલ્યા રે જીવડા, બ્રહ્મતણો તું કટકો.[૬] ઘડડડ૦
કેમ થયો રે જીવ બાપડા! યજ્ઞમાર્ગથી અળગો? ઘડડડ૦
તુજ કર્મે જો જહીં તહીં ઊગ્યાં, સંગ-મોહ-ભય નરકો. ઘડડડ૦
સમરસ ગીતા હા! નવ ગુંજ્યો, તારો જીવનચરખો. ઘડડડ૦

### શબ્દાર્થ

૧. ઘડડડ ઘસે = ઘડડડ અવાજ સાથે ઘસડાતો ચાલે છે.
૨. યજ્ઞ = યજ્ઞરૂપી તેલ.
૩. ભવ-ચરખો = સૃષ્ટિરૂપી ચરખો.
૪. માનવ-તણખો = મનુષ્યે પોતાનો જીવનચરખો એવી ખરાબ રીતે ચલાવ્યો કે તેથી જગતમાં દુઃખના ભડકા સળગ્યા, તેથી તેને તણખો કહ્યો છે.
૫. હુંપદમાં જીવ વટક્યો = મનુષ્ય અહંકારે ચડીને આડો ચાલ્યો.
૬. કટકો = અંશ

## ભગવદ્ગીતા

अन्नात् भवन्ति भूतानि पर्जन्यात् अन्नसंभवः ।
यज्ञात् भवति पर्जन्यो यज्ञः कर्मसमुद्भवः ॥ [ ३–१४ ]
कर्म ब्रह्मोद्भवं विद्धि ब्रह्माक्षरसमुद्भवम् ।
तस्मात् सर्वगतं ब्रह्म नित्यं यज्ञे प्रतिष्ठितम् ॥ [ ३–१५ ]
एवं प्रवर्तितं चक्रं नानुवर्तयतीह यः ।
अघायुरिन्द्रियारामो मोघं पार्थ स जीवति ॥ [ ३–१६ ]
प्रकृतेः क्रियमाणानि गुणैः कर्माणि सर्वशः ।
अहंकारविमूढात्मा कर्ताहम् इति मन्यते ॥ [ ३–२७ ]
मयि सर्वाणि कर्माणि संन्यस्याध्यात्मचेतसा ।
निराशीर्निर्ममो भूत्वा युध्यस्व विगतज्वरः [ ३–३० ]
ये मे मतमिदं नित्यं अनुतिष्ठन्ति मानवाः ।
श्रद्धावन्तोऽनसूयन्तो मुच्यन्ते तेऽपि कर्मभिः ॥ [ ३–३१ ]

*

## ગીતાબોધ

. . . સૃષ્ટિનો નિયમ જ એવો છે કે અન્નથી જીવો નભે છે, અન્ન વરસાદથી પેદા થાય છે ને વરસાદ યજ્ઞથી એટલે જીવમાત્રની મહેનતથી પેદા થાય છે. જ્યાં જીવ નથી ત્યાં વરસાદ નથી જોવામાં આવતો, જ્યાં જીવ છે ત્યાં વરસાદ છે જ. જીવમાત્ર શ્રમજીવી છે. કોઈ પડ્યું રહીને ખાઈ નથી શકતું. અને મૂઢ જીવોને વિષે આ સાચું છે તો મનુષ્યને સારુ કેટલે વધારે અંશે લાગુ પડવું જોઈએ ? તેથી ભગવાને કહ્યું, કર્મ બ્રહ્માએ ઉત્પન્ન કર્યું, બ્રહ્માની ઉત્પત્તિ અક્ષરબ્રહ્મમાંથી, એટલે એમ જાણવું કે યજ્ઞમાત્રમાં—સેવામાત્રમાં અક્ષરબ્રહ્મ પરમેશ્વર બિરાજે છે.

[ અ૦ ૩ જો. ]

## મંજરી ૨૪ મી

# નિઃસ્વાર્થ યોગ

[ગીતાજીએ નિઃસ્વાર્થ યજ્ઞમય જીવનના આદર્શરૂપે જનક વિદેહી અને શ્રીકૃષ્ણના જીવનનો નિર્દેશ કર્યો છે, પણ તેથી એમ નથી સમજવાનું કે એવા સમર્થ પુરુષો માટે જ કર્મયોગી થવું શક્ય છે. ગાંધીજીએ આપણા જમાનાના સામાન્ય ધંધા રોજગાર કરનાર છતાં કર્મયોગી કહેવાય એવા લોકોનાં ઉદાહરણ આપ્યાં છે. ગીતાબોધમાં તેઓ લખે છે :

"મોચી જોડા સીવે, ખેડૂત ખેતી કરે, વેપારી વેપાર કરે, વાળંદ વાળ ઉતારે એમાં ત્યાગભાવના હોય અથવા ભોગની લાલસા હોય. યજ્ઞાર્થે વેપાર કરનાર કરોડોનો વેપાર કરતાં છતાં લોકસેવાનો જ વિચાર કરશે, તે કોઈને છેતરશે નહિ, તે ઊંધા ખોપ નહિ ખેડે, તે ન કરવાનાં સાહસ નહિ ખેડે, કરોડોનો ધણી છતાં સાદાઈથી રહેશે. કરોડો કમાતાં છતાં તે કોઈનું નુકસાન નહિ કરે, કોઈનું નુકસાન થતું હશે તો કરોડો જતા કરશે. આવો વેપારી મારી કલ્પનામાં જ વસે છે એમ કહી કોઈ હસે નહિ. જગતને સદ્‌ભાગ્યે એવા વેપારી પશ્ચિમમાંયે છે ને પૂર્વમાંયે છે. ભલે આંગળીને વેઢે ગણી શકીએ તેટલા હોય, એક પણ જીવતો નમૂનો હોય તો એવો વેપારી કલ્પના મટી જાય છે. એવા દરજીને તો આપણે વઢવાણમાં જ જોયો. એવા એક વાળંદને તો હું જાણું છું. એવા વણકરને આપણામાંનાં કોણ નથી જાણતાં? વિચાર કરતાં ને શોધતાં આપણને બધા ધંધામાં કેવળ યજ્ઞાર્થે જીવન ગાળતાં ને પોતાનો ધંધો ચલાવતાં માણસો નજરે પડશે. ખરું છે કે આવા યાજ્ઞિકો પોતાનો ધંધો કરતાં પોતાની આજીવિકા મેળવે છે. તેઓ ધંધો આજીવિકા ખાતર નથી કરતાં. આજીવિકા તેઓને સારુ

તે ધંધાનું ગૌણ ફળ છે. મોતીલાલ પૂર્વે પણ દરજી હતો અને જ્ઞાન થયા પછી પણ દરજી રહ્યો. તેની ભાવના બદલાઈ એટલે તેનો ધંધો યજ્ઞરૂપ બન્યો, તેમાં પવિત્રતા દાખલ થઈ ને ધંધામાં બીજાના સુખનો વિચાર દાખલ થયો.]

*

આ કર્મયોગ ભગવાનનો,
જનક વિદેહી સમાન મહાજન—તેના અનુભવજ્ઞાનનો. આ૦
શ્રીકૃષ્ણે જો! મહાન સાધ્યાં, ધર્મ તણાં સંસ્થાપનો;
લેવાદેવા[1] હતી નહિ, બસ મહાયજ્ઞ અવતારનો. આ૦
જનકાદિક રાજર્ષિ તેને, શો રસ રાજ્યવિલાસનો?
સેવા સમજી ભાર વહ્યા તે, થયા મોક્ષનાં સાધનો. આ૦
લોકોને કંઈ કર્મ કરે તો, લોભ રહે કંઈ લાભનો;
કર્મયોગી તો સેવક—તેને, લોભ ધર્મના લાભનો. આ૦
કંઈ સુખસત્તા ખાતર જૂત્યા,[2] કંઈ ને ખપ ધનવાદનો;[3]
યોગીને નિઃસ્વાર્થ યજ્ઞમાં, આત્માનાં અભિવાદનો. આ૦
એવા યોગીવરને લોકે, સ્વારથ તે કઈ વાતનો?
કયા પદારથ કમાવવાને, નિત્ય નવાં ઉદ્યાપનો?[4] આ૦
નિઃસ્વારથને આગ્રહ કેવો, કરવા–નવ કરવા તણો?
નિરાગ્રહીનાં લોકસંગ્રહે, વહેતાં ભક્તિભાવનો.[5] આ૦
કર્મયોગ આ નિઃસ્વારથમય, ગીતાના ગાનારનો;
જે યોગે આદર્શ જનકનો, તથા કૃષ્ણ અવતારનો. આ૦

શબ્દાર્થ

૧. લેવાદેવા=સ્વાર્થ.
૨. જૂત્યાં=કર્મમાં જોડાયા છે.
૩. ધનવાદ=ધન્યવાદ

૪. નિત્ય નવાં ઉદ્યાપનો=સ્વધર્મથી સંતોષ ન પામતાં રોજ નવાં નવાં સાહસો ઉપાડવાનો લોભ.

૫. ભક્તિભાવનો=ભક્તિના ઉભળકાઓ.

*

ભગવદ્ગીતા

यस्त्वात्मरतिरेव स्यात् आत्मतृप्तश्च मानवः ।
आत्मन्येव च संतुष्टस्तस्य कार्यं न विद्यते ॥ [ ३–१७ ]
नैव तस्य कृतेनार्थो नाकृतेनेह कश्चन ।
न चास्य सर्वभूतेषु कश्चिदर्थव्यपाश्रयः ॥ [ ३–१८ ]
तस्मादसक्तः सततं कार्यं कर्म समाचर ।
असक्तो ह्याचरन् कर्म परमाप्नोति पूरुषः ॥ [ ३–१९ ]
कर्मणैव हि संसिद्धिम् आस्थिता जनकादयः ।
लोकसंग्रहमेवापि संपश्यन् कर्तुमर्हसि ॥ [ ३–२० ]
न मे पार्थास्ति कर्तव्यं त्रिषु लोकेषु किंचन ।
नानवाप्तम् अवाप्तव्यम् वर्त एव च कर्मणि ॥ [ ३–२२ ]

## મંજરી ૨૫ મી

# મોટાનું માહાત્મ્ય

[સેવકો માટે અહીં ભગવાને આદર્શ મૂક્યો છે. આ તો અર્જુન સમા શ્રેષ્ઠો માટેનો આદર્શ છે, હું તો અલ્પ સેવક છું, એમ કહી ભગવાનના બોધનો અનાદર આપણે ન કરીએ. આપણે મોટા શ્રેષ્ઠ થઈ ગયા એવું અભિમાન તો ન કરીએ, પણ આપણા કરતાં નાનાંઓ માટે આપણાં જીવન આદર્શરૂપ નીવડે એવો પ્રયત્ન આપણે કરવો જ રહ્યો. આપણે અલ્પ સેવક તો ખરા, પણ જેની સેવા કરવા નીકળ્યા છીએ તેને તો આપણા જેટલી પણ કેળવણીની તક મળી નથી. તેઓને ગંદકીની ટેવો પડી ગઈ છે. આપણે તેમને આપણાં ઇસ્ત્રીબંધ કપડાંથી આંજી ન દેવાં, પણ આપણી સાદી સ્વચ્છતાથી સ્વચ્છ રહેવાની કળા શીખવવી. તેઓ અજ્ઞાન છે. આપણે તેમને આપણા પાંડિત્યથી આંજી ન દેવાં, પણ જીવનની દરેક બાબત જ્ઞાનપૂર્વક કરીને તેમને જ્ઞાનમય જીવનનો રસ લગાડવો. તેઓ દરિદ્ર છે. આપણે આપણા વૈભવથી તેઓને આંજી ન દેવાં, પણ તેમના જેવું ગરીબ જીવન ગુજારતાં છતાં ઊંચી નીતિ અને સ્વમાન કેમ રાખી શકાય તે તેમને પોતાના જીવનથી બતાવવું. માબાપની લાયકાત અલ્પ હોય છતાં તેઓ પોતાના બાળક કરતાં મોટાં હોઈ, તેમના ઉપર, પોતાનું જીવન બાળકો માટે આદર્શરૂપ રાખવાની ફરજ આવી પડે છે. શિક્ષકો વિદ્યાની બહુ લાંબી મૂડીવાળા ન હોય છતાં વિદ્યાર્થીઓને સારો આદર્શ પૂરો પાડવા ખાતર ઉત્તમ વિદ્યાર્થી તરીકેનું જીવન ગુજારવાની ફરજ તેમને માથે રહેલી છે.

આ રીતે જોતાં દરેક જણ અલ્પ પણ છે છતાં શ્રેષ્ઠ પણ છે. અભિમાન કરવા જેટલો મોટો કોઈ નથી, પણ સેવા ન કરી શકે એટલો અલ્પ પણ કોઈ નથી.]

જોને રે હુંય કેવો રહ્યો અસિધાર[1]?
લેન દેન[2] નહિ છતાંય કેવો, સૌ પહેલો તૈયાર? જોને૦

કયી કમાણી બાકી અર્જુન, મારી જગ મોઝાર?
બહુમાન્યો જેને સંસારે, અર્પી પદ અવતાર. જોને૦

કોટિ લોકના પરમેશ્વરને, કોણ કહે પૂછનાર?
સર્વનિયંતા તે સુખસેજે,[3] પોઢે શું પળવાર? જોને૦

સૂરજ શું કદી સમય ચળ્યો? શું સમુદર ચળ્યો જુવાળ?
મોટા જવ ખોટાઈ કરશે, પ્રલય થશે તત્કાળ. જોને૦

મહાજનો જો મા'તમ વેચે, વૈભવ ભારોભાર;[4]
ધર્મ-ધ્યેય સૌ જાય રસાતળ, લોકો થાયે લબાડ. જોને૦

ધારી ધારી પ્રજા નિહાળે, શ્રેષ્ઠોના આચાર;
શ્રેષ્ઠોનાં જીવન પર સૌનાં, જીવનનો આધાર. જોને૦

શ્રેષ્ઠોને શિર વડી જવાબી,[5] તુંયે તારી ઉપાડ;
ગીતાનાં ગીત ગાતો ગરવા[6]! ધર્મ વિષે પગ ધાર. જોને૦

### શબ્દાર્થ

૧. અસિધાર=તરવારની ધાર પર, નિયમને બરાબર અનુસરીને.

૨. લેન દેન=લેવું દેવું, સ્વાર્થ.

૩. સુખસેજ=સુખશય્યા પર.

૪. મહાજનો—ભારોભાર=મોટા લોકો જો પોતાની મોટી શક્તિ તથા બુદ્ધિ લોકસેવામાં ન ખર્ચતાં તેના વડે સુખ વૈભવ ખરીદે, એટલે કે તેનો પ્રયોગ ઓછી શક્તિવાળાઓને છેતરી પોતાનું સુખ વધારવામાં કરે.

૫. જવાબી=જવાબદારી.

૬. ગરવા !=હે મહાનુભાવ અર્જુન !

ભગવદ્ગીતા

यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः।
स यत् प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते॥ [ ३–२१ ]
न मे पार्थास्ति कर्तव्यं त्रिषु लोकेषु किंचन।
नानवाप्तम् अवाप्तव्यम् वर्त एव च कर्मणि॥ [ ३–२२ ]
यदि ह्यहं न वर्तेयं जातु कर्मण्यतंद्रितः।
मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः॥ [ ३–२३ ]
उत्सीदेयुरिमे लोका न कुर्यां कर्म चेदहम्।
संकरस्य च कर्ता स्याम् उपहन्यामिमाः प्रजाः॥ [ ३–२४ ]

મંજરી ૨૧ મી

## आत्मानो अवतार

[ આત્મા અપ્રકટ છે, છતાં તેના ગુણો સૃષ્ટિમાં અને આપણા જીવનમાં પ્રકટ થાય છે. યજ્ઞભાવના, પ્રેમ, પરોપકાર, ધર્મ-ધગશ એ આત્માનું અસ્તિત્વ સૂચવનારા ગુણો છે. ]

*

[ 'જે કોઈ પ્રેમઅંશ અવતરે'—ની લયમાં ]

સૃષ્ટિનો યજ્ઞ એક આધાર,
અદ્ધર[1] સૃષ્ટિનો એ સદ્ધર, યજ્ઞ નેક આધાર. સૃષ્ટિનો૦
જડ વચ્ચે જીવન વિલસે એ, યજ્ઞ તણો ઉપકાર;
યજ્ઞ વગરનાં અમથાં જીવન, મૃત્યુનાં અંધાર. સૃષ્ટિનો૦
લૂંટ ઝૂંટ ને હિંસા વચ્ચે, યજ્ઞ જ અમૃતધાર;
યજ્ઞ વિનાનાં કામી કર્મો, વર્ષાવે અંગાર. સૃષ્ટિનો૦
ભૂખ્યો કામ ભભૂકે તેમાં, યજ્ઞ આત્મ-અવતાર;
સકળ નેત્રમાં આત્મબિંબ શો, પ્રેમ-ચંદ્ર ચમકાર. સૃષ્ટિનો૦
ભોગભગ્ન આ સૃષ્ટિદેહમાં, યજ્ઞ આત્મ-અવતાર;
ઠામ ઠામ શા મહાત્યાગ ને, સેવા પર-ઉપકાર ? સૃષ્ટિનો૦
ભયથી થર થર થતા જગતમાં, યજ્ઞ આત્મ-અવતાર;
સહસા કેવો ધર્મ-ધગશનો, થાય હૃદય સંચાર ? સૃષ્ટિનો૦
અકળ અગોચર આત્માનો અહીં, યજ્ઞ પ્રકટ અવતાર;
સૂર્ય ગગનમાં દૂર દૂર પણ, બિંબ નયન મોઝાર. સૃષ્ટિનો૦
મોહ-મૂંઝાયા કુરુક્ષેત્રમાં, કૃષ્ણ યજ્ઞ-અવતાર;
રણ-ક્રંદનમાં કર્મયોગ ભરી, ગીતા રેલવનાર. સૃષ્ટિનો૦

**શબ્દાર્થ**

૧. અદ્ધર=આધાર વિનાની.

*

**ભગવદ્‌ગીતા**

तस्मात् सर्वगतं ब्रह्म नित्यं यज्ञे प्रतिष्ठितम् [ ३–१५ ]

## મંજરી ૨૭ મી

# બાળાં ભોળાં

[ અવિદ્વાનો એટલે બાળકો અને બાળક સમી આમ જનતા, તેમની પાસે વિદ્વત્તા નથી, પણ નિર્દોષપણું છે, સરળતા છે, અકૃત્રિમપણું છે. જો બુદ્ધિમાન લોકો પોતાની બુદ્ધિનો ઉપયોગ પોતાની સ્વાર્થ-જાળ વિસ્તારવામાં ન કરે, પણ બુદ્ધિની સાથે બાળાં ભોળાંનું નિર્દોષપણું ભેળવે તો કેવું સારું ? બાળાં તેમ જ ભોળાંને વિદ્વાનો પાસેથી જ્ઞાનની ગરજ હોય એ તો દેખીતું છે, પણ વિદ્વાનોએ પણ નમ્ર થઈ બાળાં ભોળાંને પોતાનાં ગુરુ કરી તેમની પાસેથી નિર્દોષપણું, અકૃત્રિમપણું શીખવાની જરૂર છે. તેમણે વિચાર ઊંચામાં ઊંચા રાખવા, પણ જીવન તો સાદામાં સાદું, બાળાં ભોળાં જેવું જ રાખવું.

બાળાં ભોળાં પાસેથી વિદ્વાને બીજું પણ પુષ્કળ શીખવા જેવું છે. બાળકો ભય જાણતાં નથી. વિદ્વાન તો જેમ વધારે જાણે તેમ વધારે બીકણ બનતો જોવામાં આવે છે. ભોળા લોકો પોતાના રોજના કામધંધામાં કેવા મસ્ત હોય છે, તેમને કોઈનું બૂરું કરવાની ફુરસદ જ હોતી નથી. વિદ્વાન હમેશાં મહેનતથી કેમ છટકાય એની યુક્તિઓ શોધવામાં જ પોતાની બુદ્ધિ વાપરતો હોય છે. વળી બાળાં ભોળાંની શ્રદ્ધા કેટલી બધી મક્કમ હોય છે ? તેમની રૂઢિઓ અને વહેમોમાં અજ્ઞાન તો હોય છે જ, પણ તેઓ જેવું સમજે છે તેવાને ઝોડની જેમ વળગી રહે છે અને મરે તોપણ છોડતાં નથી. વિદ્વાનની બુદ્ધિમાં એક પળની સ્થિરતા જોવામાં આવતી નથી. તેની ચંચળ બુદ્ધિ તેને દરેક વાતમાં અશ્રદ્ધા અને શંકાકુશંકા કરાવે છે. તેથી તેની બુદ્ધિ બધી એળે જાય છે.

આમ બાળાં ભોળાંને ગુરુ કરી વિદ્વાને ઘણું ઘણું લેવાની જરૂર છે. આ ગુણો વિના વિદ્વાનની વિદ્યા મેલી બની જાય છે. તે ગુણો ભળે તો તે જ વિદ્યા તેને પોતાને તેમ જ જગતને તારનારી નીવડે.]

*

[ઘૂંઘટ કા પટ ખોલ રે—એ લયમાં]

**શ્રી ભગવાન બોલ્યા :**

તું તો બાળાં[1] ને ભોળાં[2] —
ગુરુ સમ જ્ઞાની! માન રે;
જ્ઞાન નહીં તોય ગુણધર મોટાં, કુદરતનાં સંતાન રે. તું તો૦
ભોળાંના બહુ લોભ ન લાંબા, વનનાં વૃક્ષ સમાન રે;
કુદરત ભૂખ લગાડે જેને, કુદરત દે પય-પાન રે. તું તો૦
જ્યાં ઊગ્યાં ત્યાં જે રસ લાધ્યો, તે જ કરે તરુ પાન રે;
ત્યાં જ વધે ને ત્યાં જ તપે ને, ત્યાં જ કરે ગુલતાન રે. તું તો૦
માગે તો એક અંજળિ[3] ધરતી, માળૂડા શું[4] મકાન રે;
બહુ માગે તો આંગણ માગે, ગાવલડી ગુણવાન રે. તું તો૦
સાદાનાં રે સ્વભાવનાં પ્રેર્યાં, શીખી લે લય-તાન રે;
હું તજી, તું તજી[5] તુંયે કુદરતસંગમાં મેળવ ગાન રે. તું તો૦
સ્વારથ-કામ કરે જન ભોળાં, જેવાં થઈ એકતાન રે;
પરમારથમાં તારું પરોવ તું, જ્ઞાની! તેવું ધ્યાન રે. તું તો૦
અજ્ઞો જો નિજ કર્મનાં વહે છે, સંતોષે લાભ ને હાણ રે;
સેવા કરતાં તું યે તારાં, માન સહે અપમાન રે. તું તો૦

**કવિવચન :**

બાળાં ભોળાંના ગુણ ગાયા, ગોપાલક[6] ભગવાન રે;
અર્જુનને સેવાનાં પાયાં, પાવન ગીતાગાનરે. તું તો૦

### શબ્દાર્થ

૧. બાળાં=બાળકો
૨. ભોળાં=અશિક્ષિત આમ જનતા.
૩. અંજળિ=ખોબા જેટલી.
૪. માળૂડાં શું=પક્ષીના માળા જેવડું.
૫. હું તજી તું તજી=અહંકાર તજીને.
૬. ગોપાલક=ગાયો ચારેલી હોઈ બાળા ભોળા ગોવાળો પ્રત્યે પ્રેમ ધરાવનારા.

*

### ભગવદ્‌ગીતા

सक्ताः कर्मण्यविद्वांसो यथा कुर्वन्ति भारत ।
कुर्यात् विद्वांस्तथाऽसक्तःश्चिकीर्षुर्लोकसंग्रहम् ॥ [ ३–२५ ]

*

### ગીતાબોધ

કંઈક ને કંઈક નિઃસ્વાર્થ સેવા આપણે બધા જાણ્યે અજાણ્યે આપીએ જ છીએ. આ જ વસ્તુ આપણે વિચારપૂર્વક કરતા થઈ જઈએ તો આપણી પારમાર્થિક સેવા કરવાની વૃત્તિ ઉત્તરોત્તર વધ્યાં જ કરશે. . . .

[ યજ્ઞ — ૧ ]

મંજરી ૨૯ મી

# बुद्धिभेद

[ અજ્ઞાની ગમે તેવું શિથિલ જીવન ગુજારે તો તેને માફ કરી શકાય, પણ વિદ્વાનને માફી કેમ મળે? વિદ્વાન ઉપર બેવડી ફરજ છે: એક પોતાનું કલ્યાણ સાધવાની અને બીજું અવિદ્વાનોને માર્ગદર્શન કરાવવાની. તેણે પોતાને ખાતર પોતાનું જીવન ઉત્તમ રાખવું જ જોઈએ, પણ બાળાં ભોળાં મને જોઈ મારું અનુકરણ કરશે એ ખ્યાલ રાખીને પણ પોતાનું જીવન તંતોતંત રાખવું જોઈએ. આમ માબાપો ઉપર પોતાનાં બાળકોને પદાર્થપાઠ આપવા ખાતર પણ પોતાનું જીવન ઉત્તમ રાખવાની ફરજ આવી પડે છે. તે જ પ્રમાણે શિક્ષક ઉપર વિદ્યાર્થીઓને ખાતર, સેવક ઉપર દેશબંધુઓ ખાતર, પોતાનાં જીવન ઉપર સખ્ત પહેરો રાખવાની જવાબદારી આવે છે.

આ ફરજ કે જવાબદારી વિદ્વાનને દુઃખનું કે ભારનું કારણ છે એમ સમજવાનું નથી. ઇશ્વરની એ પરમ ઉપકારક કુદરત છે કે તે જવાબદારી તો માણસને ભારે પ્રેરણારૂપ નીવડે છે. પોતાનાં વહાલાં બાળકો ખાતર શું માબાપો મહાપ્રયત્ને પોતાના જીવનની આદતો બદલતાં જોવામાં આવતાં નથી? ઉત્તમ શિક્ષકો શું હમેશાં કહેતા નથી કે અમારા વિદ્યાર્થીઓના સહવાસથી જ અમે અમારા જીવનમાં અખંડ જાગૃતિ રાખી શકીએ છીએ? પોતાના દરિદ્ર દેશબંધુઓની સેવાની લાયકાત મેળવવા ખાતર અનેક દેશસેવકોએ ફકીરી લીધાનાં ઉદાહરણો આપણા દેશમાં કેટલાં બધાં મળે છે? બાળાં ભોળાં ખાતર પોતાનું જીવન તંતે ગાળવાની વિદ્વાનની ફરજ છે એ ભાષા જ બરાબર નથી. સાચા વિદ્વાનને તેઓને ખાતર જીવવાની અંતઃપ્રેરણા થતી હોય છે, તેના જીવને તેમ કર્યા વિના ચેન જ પડતું નથી.]

[ ઘુંઘટ કા પટ ખોલ રે — એ લયમાં ]

તારું તંતે[1] રે જીવન —
જ્ઞાની હો તો ગાળ રે;
જ્ઞાન-બાળને તુજ જીવનથી, ઉચ્ચ જીવન પર વાળ રે. તારું૦
છો ખેલે કુદરતને ખોળે, કુદરતનાં એ લાલ રે;
ભોળાંના મનમાં તું જ્ઞાની ! બુદ્ધિભેદ ન ઘાલ રે. તારું૦
ગ્રંથો કેવા ગૂંથે જ્ઞાની ! ગૂઢ અને ગૂંચાળ રે;
બાળકને પણ જીવન કેરા, કરી દે સરળ સવાલ રે. તારું૦
જ્ઞાની હો તો જ્ઞાન પ્રકાશે, મારગડા અજવાળ રે;
પાથર મા અંધારે તારી, જ્ઞાનાડંબર-જાળ રે. તારું૦
જ્ઞાની ધર્મ-અધર્મ વિચારી, ચાલે નિર્મળ ચાલ રે;
અજ્ઞાનીને નવ અથડાવે, અવળા અંતરિયાળ રે. તારું૦
જ્ઞાની હો તો જ્ઞાનપ્રભાવે, આતમ-સંયમ પાળ રે;
ભોગી થઈ સૌને ભરખે તો, ભોળાંના શા હાલ રે ? તારું૦
અજ્ઞો શ્રદ્ધા હારી બેસે, ચેતે જ્યારે જ્વાળ રે;
જ્ઞાની હો તો બળતી જ્વાળે, સૌથી પહેલો ચાલ રે. તારું૦
જ્ઞાની હો તો તો કેળવ તારી, જીભલડી વાચાળ રે;
બાળાં ભોળાંને પા પ્રીતે, ગીતા-ગીત રસાળ રે. તારું૦

**શબ્દાર્થ**

૧. તંતે=તંતોતંત, વધતું નહિ કે ઊણું નહિ એમ, પ્રમાણસર.

*

**ભગવદ્‌ગીતા**

न बुद्धिभेदं जनयेत् अज्ञानां कर्मसंगिनाम् ।
जोषयेत् सर्वकर्माणि विद्वान् युक्तः समाचरन् ॥ [ ३-२६ ]

મંજરી ૨૯ મા

# पूरा नो धर्म

[અધૂરા જ્ઞાનનું મોટું જોખમ છે કે તે માણસને અભિમાની બનાવે છે. તે અજ્ઞો તરફ તિરસ્કારની નજરથી જોતો થાય છે. તેઓ કંઈ સમજતા નથી, જડ છે, ગુલામ રહેવાને જ સરજાયેલા છે, એમ અધૂરો પોતાના ગુમાનમાં માનીને ચાલે છે.

વળી અર્ધદગ્ધનું જ્ઞાન જેટલું અધૂરું તેટલો તે જ્ઞાની હોવાનો ડોળ વધારે કરશે. તે હમેશાં એમ બતાવવા મથે છે કે બીજાઓ મારા કરતાં ઓછા છે, નીચા છે. નીચાને ઊંચે આણવાનો પ્રયત્ન કરવાનો તો બાજુએ રહ્યો, પણ આવો અર્ધદગ્ધ માણસ તો નીચાઓને ઊંચે ચડવાનો પ્રયત્ન કરતા જોઈ અસ્વસ્થ થાય છે. મારાથી તે વધી ન જાય એની જ ચિન્તામાં રાત દિવસ રહે છે.

પૂરા નું જ્ઞાન કેવું હોવું જોઈએ, પૂરા ની વૃત્તિ અધૂરા પ્રત્યે કેવી હોવી જોઈએ એનું આ ગીત વિવેચન કરે છે. અથવા આ ગીત સૂચવે છે કે પોતાના જ્ઞાન ઉપર પૂર્ણતાનો કળશ ચડાવવા ખાતર મનુષ્યે કેવી વૃત્તિ કેળવવી જોઈએ.]

[ઘુંઘટ કા પટ ખોલ રે — એ લયમાં]

પૂરો[1] હોય તો જ્ઞાની !
પૂર અધૂરાંમાં પ્રાણ રે;
ઊંચો હોય તો માની !
નીચાંને આપને માન રે. પૂરો૦

પૂરા ઘડા ! તને પૂરણતાનું, વાધ્યું બહુ અભિમાન રે;
કૂદી અધૂરાને માથે ચડ્યો તો, હેઠો પડ્યો, થઈ હાણુ રે ! પૂરો૦

અજ્ઞોને અસ્પૃશ્ય ગણી તું, કેમ ચડ્યો આસમાન રે?
ભોંય આવી સૌ ખેડૂત ભેગો, ખેડ તુંયે મેદાન રે. પૂરો૦

માનનો દૂબળો મોટો શાનો, હોય ભલે રાજાન રે?
દાનનો દૂબળો દાનો શાનો, હોય ભલે ધનવાન રે? પૂરો૦

જ્ઞાનનો દૂબળો જ્ઞાની શાનો, હોય ભલે વિદ્વાન રે?
કર્મનો દૂબળો યોગી શાનો, બેસી ધરે ભલે ધ્યાન રે? પૂરો૦

સેવાનો દૂબળો સંત જ શાનો, વસે ભલે જઈ રાન રે?
પ્રેમનો દૂબળો ભક્ત જ શાનો, રટે ભલે ભગવાન રે? પૂરો૦

'અલ્પ અને આ તો સ્વારથ-અંધા, કેમ ચડે એને જ્ઞાન રે?'
એમ કહે જો તું નાસ્તિક થઈ ને, શા ખપનું તારું જ્ઞાન રે? પૂરો૦

'ગામઠી ગૌરવહીણુ બધા આ, સુધરે કેમ હેવાન રે?'
ગુણી! જો તુંય ગળિયો[2] થશે તો, તું શાનો ગુણવાન રે? પૂરો૦

માંદાંને માર્યે રોગ મટે નહિ, સેવાથી થાય સુહાણું રે;
ભોળાંને ભાંડયે ભાન ચડે નહિ, પ્રેમથી પીગળે પહાણુ[3] રે. પૂરો૦

સ્વભાવનો બળવંતો બાપુ! વેગ તો સિંધુ સમાન રે;
જ્ઞાની ગોથાં ખાય તો ભોળાં, કેમ ટકે નાદાન રે? પૂરો૦

તારો પોતાનો તું અનુભવ જ્ઞાની! નમ્ર થઈ ચિત્ત આણ રે;
પ્રેમ-ઉત્તેજન પામત નહિ તો, ક્યાં હોત તારું સ્થાન રે? પૂરો૦

મેલાં ઘેલાંની સૂગ મેલી, પ્રેમથી ધાલને સ્નાન રે;
બાળાં ને ભોળાંથી લાજ મા, એની કેળવ સૂઝ ને સાન રે. પૂરો૦

કુદરતનાં બાળૂડાં પર થા, કોમળ કમળ સમાન રે;
પૂરા રે! અધૂરાંને પા મધુરાં, ગીતાનાં પયપાન રે. પૂરો૦

## શબ્દાર્થ

૧. પૂરો = પૂર્ણ જ્ઞાની, કૃત્સ્નવિદ્.
૨. ગળિયો = મારી નાખો તોપણ ઊઠે નહિ એવો બળદ, સર્વ આશા હારી બેઠેલો.
૩. પહાણ = પથ્થર.

*

## ભગવદ્ગીતા

प्रकृतेर्गुणसंमूढाः सज्जन्ते गुणकर्मसु ।
तान् अकृत्स्नविदो मन्दान् कृत्स्नविन्न विचालयेत् ॥ [ ३-२९ ]
सदृशं चेष्टते स्वस्याः प्रकृतेर्ज्ञानवान् अपि ।
प्रकृतिं यान्ति भूतानि निग्रहः किं करिष्यति ॥ [ ३-३३ ]

## મંજરી ૩૦ મી

# स्वमाता तेवो स्वधर्म

[જેવો પોતાની માતા ઉપર બાળકને નૈસર્ગિક પ્રેમ હોય છે તેવો જ નૈસર્ગિક પ્રેમ આપણને આપણા પોતાના સ્વદેશ ઉપર, આપણા સ્વધર્મ ઉપર, આપણા પોતાના ધંધા ઉપર, આપણી સમક્ષ આજે આવી પડેલા કર્તવ્ય ઉપર હોય જ છે. પણ અસંસ્કારી દુષ્ટ પુત્રો જેમ મોટા થઈને સ્વમાતાની સેવા કરતા નથી, તેમ આપણે પણ કાયર થઈને સ્વકર્તવ્યો બજાવવામાંથી છટકી જઈએ છીએ. સ્વધર્મથી લાજવું અથવા કાયર થવું, અને પરધર્મ સહેલો લાગવો એ મનુષ્યની સ્વાભાવિક સ્થિતિ નથી જ. તે સ્થિતિ અસ્વાભાવિક છે; તેની કાયરતામાંથી, તેના કામક્રોધાદિમાંથી જન્મી છે, અને તેવી સ્થિતિમાં રહેવું ભયાવહ છે.]

[ક્યોં સોયા ગફલત કા માતા — એ લયમાં]

**સૌને સૌનો સ્વધર્મ અર્જુન! સર્વ ધર્મથી છે સારો,**
**સારામાં સારા પરધર્મથી, સ્વધર્મનો મહિમા ન્યારો. સૌને૦**

**તારે તારો ધનુ-ધર્મ[1] તો રાશ-ધર્મ[2] મારે મારો,**
**લાજું[3] તો મુજ સ્વધર્મ લોપું, ગર્વે[4] ધર્મ ગળે તારો. સૌને૦**

**ગૃહીધર્મ[5] અભ્યાગતતર્પણ,[6] ભિક્ષુધર્મ ભિક્ષાહારો;[7]**
**પેટભરો ગૃહી ધર્મભ્રષ્ટ ને, ચાટો ભિક્ષુ ભિખ્ખારો.[8] સૌને૦**

**બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર એ, ઊંચનીચની નહિ પાળો;**
**ધર્મનિષ્ઠ ભંગી મસ્તકમણિ[9] લંપટ બ્રાહ્મણ ચાંડાળો. સૌને૦**

રવિ તપે, શશી સુધા જ વર્ષે, કોણ અકારો કુણ પ્યારો ?
નિજનિજ ધર્મ રહ્યે જગતારક, ધર્મ ચુકે તો જગ-મારો. સૌને૦

અગણ પિંડ,[10] બ્રહ્માંડ અનંતા, ધર્મે ખેલ બધો ધાર્યો;
અસંતુષ્ટ એક અણુ ભયંકર, ઘર તજી પરઘર ભમનારો.[11] સૌને૦

રંક-રાણી કે કુબડી-નમણી, જુએ અવર જતી જૂહારો;
તનને[12] મન જનની તે જનની, ધર્મ નોય એ જગધારો. સૌને૦

ધર્મશ્રેષ્ઠ નહિ, ધર્મ દુષ્ટ નહિ, દુષ્ટ-શ્રેષ્ઠ પાલનહારો;
ગીતાગાયન ઝીલ પરંતપ! સ્વધર્મ શોભવને તારો. સૌને૦

### શબ્દાર્થ

૧. ધનુધર્મ=ક્ષત્રિય તરીકે ધનુષ્યબાણ ધરવાનો ધર્મ.
૨. રાશધર્મ=સારથી તરીકે ઘોડાની લગામ પકડવાનો ધર્મ.
૩. લાજું=જો હું સારથીનું કામ હલકું માની શરમાઉં.
૪. ગર્વે=હું તો ધનુર્ધારી ક્ષત્રિય છું એવા ગર્વથી.
૫. ગૃહીધર્મ=ગૃહસ્થાશ્રમીનો ધર્મ.
૬. અભ્યાગતતર્પણ=અતિથિને ખાનપાનાદિથી તૃપ્ત કરવા.
૭. ભિક્ષાહારો=ભિક્ષાથી આહાર મેળવવો તે.
૮. પેટભરો—ભિખ્ખારો=ગૃહસ્થ જો અતિથિસત્કારનો ધર્મ ન બજાવે તો તે ગૃહસ્થ નહિ પણ પેટભરો લેખાય, સંન્યાસી જો ચાટો થાય એટલે કે સારું ભોજન સદા શોધતો ફરે તો તે ભિક્ષુ એટલે સંન્યાસી નહિ પણ માગણમાં ખપે.
૯. મસ્તકમણિ=માથાનો મુગટ એટલે કે માનને પાત્ર.
૧૦. પિંડ=દેહધારી જીવો.
૧૧. અસંતુષ્ટ—ભમનારો=એક અલ્પ અણુ પણ જો પોતાનું કુદરતી સ્થાન છોડી ખોટા સ્થાને જવાનો આગ્રહ રાખે તો તે જગતનો નાશ કરી નાખે.
૧૨. તન=પુત્ર.

### ભગવદ્‌ગીતા

श्रेयान् स्वधर्मो विगुणः
परधर्मात् स्वनुष्ठितात् । [ ३-३५ ]

*

### અનાસક્તિયોગ

સમાજમાં એકનો ધર્મ ઝાડુ કાઢવાનો હોય ને બીજાનો ધર્મ હિસાબ રાખવાનો હોય. હિસાબ રાખનાર ભલે ઉત્તમ ગણાય છતાં ઝાડુ કાઢનાર પોતાનો ધર્મ છોડે તો તે ભ્રષ્ટ થાય ને સમાજને હાનિ પહોંચે. ઇશ્વરના દરબારમાં બન્નેની સેવાની કિંમત તેમની નિષ્ઠા પ્રમાણે અંકાશે. ધંધાની કિંમત ત્યાં તો એક જ હોય. બન્ને ઇશ્વરાર્પણબુદ્ધિથી પોતાનું કર્તવ્ય કરે તો મોક્ષને સરખા યોગ્ય બને છે.

[ અ૦ ૩ ટી. ]

મંજરી ૩૨ મી

# शिर साटे स्वधर्म

[ ગમે તેવો સુંદર અને સુકર સ્વધર્મ પણ કોઈક દિવસ માણસને કસોટીએ ચડાવે જ છે. તે ઘડીએ જો તે કાયર નીવડી પલાયન કરે તો તેની કિંમત કોડીની થઈ જાય. એક રાજા પ્રજાજનોનો ન્યાય સારી રીતે તોળી આપે છે ને વાહવા મેળવે છે, પણ તેના ન્યાયીપણાની ખરી પરીક્ષા તો પોતાના અનાચારી પુત્રનો ન્યાય તોળવાનો પ્રસંગ આવી પડે ત્યારે જ થાય છે. વેપારી મોટા વેપારો ખેડી ધન કમાય છે અને નગરશેઠ બની હરખાય છે. પણ દેશ ઉપર દુષ્કાળ ઊતરે અથવા પરચક્ર ફરી વળે તે વખતે પોતાનું ધન પ્રજામાં લૂંટાવી દેવાની હિંમત તે દાખવશે? એક ખેડૂત ખેતીવાડી કરી પોતાના કુટુંબકબીલા સાથે લહેર કરે છે. પણ એકાદ દિવસે કોઈ જુલમી સત્તાધીશ તેની પાસે વેઠ માગતો આવે છે, રૂશ્વત માગતો આવે છે, અને ધમકીઓ દેતો આવે છે, તે દિવસે તે સુખશાંતિને વહાલાં કરી બધું અપમાન નીચી મૂંડીએ સાંખી લેશે કે સુખશાંતિનો ભોગ આપી સ્વમાનની રક્ષા કરશે? તેને માટે એ કસોટીની પળ છે. એવી કસોટીમાંથી પાર ઊતર્યો તેણે જ સ્વધર્મનું પાલન કર્યું, ધન માન સુખ કીર્તિ મળ્યાં ત્યાં સુધી જ પાલન કર્યું તેની શી કિંમત? ]

[ 'ક્યોં સોયા ગફલત કા માતા'—એ લયમાં ]

**આજ લગી પ્રેમે હે અર્જુન ! તને સ્વધર્મે ધાર્યો છે;**
**સ્વધર્મ શિર સાટે પાળ્યાનો, આજ હવે તુજ વારો છે. આજ૰**

**અર્થ મળ્યા ને કામ ફળ્યા તો, ધર્મ તેટલો ધાર્યો છે;**
**કઠણ પડ્યો કે ભાગ્યો કાયર, વેપારી વણઝારો તે. આજ૰**

ગાય બાંધી કોઈ મૂઢ ગૃહસ્થે, નિત્ય દૂધ દુહોયાં હોંશે;
વસુકી કે ઝટ હાંકી મૂકી, એ ખળ બરકત શું જોશે? આજ૦

માત પિતાની સેવા પામી, પુત્ર થયો પાંખાળો છે;
સેવ્યા ટાણે તજ્યાં માવતર, પુત્ર નહીં પણ પહાણો તે. આજ૦

ભાવ ભરોસો બતાવવાનો, અવસર જ્યારે પાક્યો છે;
નિર્ભય થઈને રહે સ્વધર્મે, એ પથ ગીતા ભાખ્યો છે. આજ૦

*

ભગવદ્ગીતા

स्वधर्मे निधनं श्रेयः । [ ३–३५ ]

મંજરી ૩૨ મી

# घातक धर्म परायो छे

[ કાયર સદા પોતાના ધર્મને નિંદે છે, પોતાનું કપાળ કૂટે છે અને બીજાઓ કેવા નસીબદાર છે, કેવા ફાવી ગયા છે એમ કહી તેમની ઇર્ષા કરે છે. પરંતુ બીજાના એ રૂપાળા દેખાતા ધર્મો પાળવાની ફરજ તેના ઉપર આવી પડે તો તો તે તેનાથી પણ નાસે, કારણ પોતે સ્વભાવે જ કાયર છે.

આવા અર્થમાં પરધર્મોને ભયાવહ કહ્યા છે. તે વસ્તુતાએ ભયાવહ નથી, તે તે ધર્મોના પાળનારાઓનું તો તે કલ્યાણ કરે છે. ભયાવહ છે આપણી પોતાની કાયરતા, જે આપણને આવી પડેલા કર્તવ્યથી ભગાડે છે. આપણે પોતાની જાતને છેતરીએ છીએ, આપણે મનમાં દલીલ કરીએ છીએ કે હું કાંઈ કાયરતાથી સ્વધર્મ તજતો નથી, મારો સ્વધર્મ બહુ ભૂંડો હોવાથી તે તજું છું. આ સિવાય બીજું ગમે તે કરવાનું હોત તો હું ખુશીથી તે કરત. આમ આત્માને છેતરવો એ જ ભયાવહ છે. ]

⁂

[ ‘ક્યોં સોયા ગફલત કા માતા’ — એ લયમાં ]

સ્વધર્મ અર્જુન! આજ અચાનક, કેમ કરડવા ધાયો છે?
વિપ્રધર્મમાં આજે ક્યાંથી, ગુણસાગર ઉભરાયો છે? સ્વધર્મ૦
જ્ઞાતિબંધુ દેખી તું ક્ષત્રિય! સ્વધર્મથી શું ભાગ્યો છે?
આજે સહસા સ્વધર્મ કડવો, વિપ્રધર્મ મન ભાવ્યો છે! સ્વધર્મ૦
મહારથી થઈ જીવનભર ઝૂઝ્યો, ગાંડીવ ગજવ્યું વણશોચે;
કયા યુદ્ધમાં સગાં કોકનાં, રડ્યાં નહીં લાંબી પોકે? સ્વધર્મ૦
વિપ્રભાવનો પૂરો અનુભવ, તેર વર્ષ વનવાસો તે,[1]
ક્ષાત્ર સ્વભાવ ન ભૂલ્યો ક્ષણ પણ, રણનું રટણ કર્યું રોજે. સ્વધર્મ૦

પાંચાલીનો દપ્ત[2] ચોટલો, ભરી સભા અપમાન્યો જે;
તે પર શું નહિ તેર વર્ષ તેં, ધર્મરાજને તાવ્યો છે? સ્વધર્મ૦
વનવાસે તો વિપ્રધર્મથી, મરવા સમ શરમાયો જે;
કુરુક્ષેત્રમાં તે તું પાંડવ! ભૈક્ષ્યવૃત્તિ[3] પર ધાયો છે! સ્વધર્મ૦
જ્યારે જ્યારે ધર્મ પરાયો, ગુણગણથી ઉભરાયો છે;
પરગુણનું તો નામ જ, કપરા સ્વધર્મથી અકળાયો છે.[4] સ્વધર્મ૦
મોહક તેથી મહાભયંકર, અર્જુન! ધર્મ પરાયો છે;
માતૃરૂપ તું કપટ-પૂતના — તેની ગોદ ભરાયો છે. સ્વધર્મ૦
ચેત ચેત રે ચેત ધનંજય! ગીતાનાદ સુણાયો છે;
સ્વધર્મમાં રહી ભલું નિધન[5] ને, ઘાતક ધર્મ પરાયો છે. સ્વધર્મ૦

### શબ્દાર્થ

૧. વિપ્રભાવનો — વનવાસે તે = તું તેર વર્ષ વનવાસમાં રહ્યો તે વખતે તને ભિક્ષાવૃત્તિ પર નિર્વાહ કરવાનો અને કશી જ માલમિલકત વિના રહેવાનો એટલે કે બ્રાહ્મણનું જીવન ગાળવાનો અનુભવ સારી રીતે મળી ચૂક્યો છે.

૨. દપ્ત = દર્પ અથવા અભિમાન ભરેલો.

૩. ભૈક્ષ્યવૃત્તિ = ભિક્ષા પર નિર્વાહ કરવો તે, એટલે બ્રાહ્મણના આચાર.

૪. જ્યારે જ્યારે — અકળાયો છે = માણસને જ્યારે જ્યારે સ્વધર્મ-પાલનનો કંટાળો આવે છે અને બીજાઓના ધર્મો કેવા સુંદર અને સહેલા છે એવો ભાસ થાય છે ત્યારે તેણે સમજી લેવું કે તેને પર-ધર્મના ગુણો દેખાયા તે તો ભાસ માત્ર છે. ખરી વાત એ જ છે કે તેને પોતાનો સ્વધર્મ કપરો લાગ્યો છે, તે પાલન કરવાની તેનામાં હિંમત ખૂટી છે, તેમાંથી તેને છટકી જવું છે. બીજાના ધર્મને પણ જ્યારે તે પોતાનો બનાવશે ત્યારે વળી તે તેનાથીયે છટકવા ઇચ્છશે.

૫. નિધન = મરણ.

*

### ભગવદ્ગીતા

परधर्मो भयावहः। [ ३-३५ ]

મંજરી ૩૩ મી

## अवतार

[ગીતાજીએ આ અમર શ્લોકોમાં સંસારનો એક સનાતન ઐતિહાસિક અનુભવ રજુ કર્યો છે. કયા દેશમાં અને કયા યુગમાં કોઈ ને કોઈ વાર નિરાશાનાં વાદળ ઘેરાયાં નહોતાં? પરંતુ શું કોઈ યુગનાં વાદળ કાયમનાં ટક્યાં હતાં? શું દરેક દેશને અને દરેક યુગને બરાબર યોગ્ય ક્ષણે આશાનું કિરણ દર્શાવનાર કોઈ ઉદ્ધારક મળી રહ્યો નહોતો? શું આપણો આખો સમાજ દીન હીન દૂબળો બની ગયો જણાય છે? તોપણ નિરાશાને સ્થાન નથી. આપણા હૃદયમાં તો બળ છૂપાયેલું પડયું જ છે. આપણી અંદરથી જ કોઈ નર જાગશે, જે આત્મબળ જાગૃત કરી આપણી નબળી છાતીમાં બળ પ્રેરશે. શું આપણી આખી પેઢી પામર બની ગઈ છે? તોયે નિરાશ શા માટે થવું? માનવસમાજ અમર છે. આપણી પછી બીજી પેઢી અને તેની પછી ત્રીજી પેઢી આવવાની છે; અને એકાદ પેઢીમાંથી એકાદ સમર્થ પુરુષ પાકશે જ, જે આપણા આત્મામાં છૂપાઈને રહેલા બળનો આપણને પુનઃ પરિચય કરાવશે. સર્વ દેશોમાં ને સર્વ યુગોમાં આવો અનુભવ થયો જ છે. આપણે માટે જ ઈશ્વર તે નિયમ તોડશે એવી અશ્રદ્ધા શા માટે રાખીએ?]

*

વર્ષે વર્ષે મેઘવૃષ્ટિ ને
યુગે યુગે અવતાર, અર્જુન!
સૃષ્ટિ નવપલ્લવતા ધરશે,[૧]
હૃદયે સત-સંચાર,[૨] અર્જુન! વર્ષે૦

કૂડા કચરા વધશે જ્યારે, ધોશે મૂશળધાર,[૩] અર્જુન!
ધર્મ રસાતળ જાશે જ્યારે, ઉદ્ધરશે અવતાર, અર્જુન! વર્ષે૦
તૃણશાં તુચ્છ થશે જન જ્યારે, મળશે ખાતરનાર[૪], અર્જુન!
મુર્દા દિલમાં ચાનક ભરશે, ગીતાનો હુંકાર[૫], અર્જુન! વર્ષે૦

## શબ્દાર્થ

૧ સૃષ્ટિ—ખરશે=પાનખર ઋતુમાં ઝાડો ઠૂંઠાં જેવાં બની જાય છે, તેમાંથી જીવ ઊડી ગયો હોય એમ ભાસે છે, પણ તે જ ફરી પાછાં નવાં પાન ધારણ કરી સજીવન થાય છે.

૨. હૃદયો સત-સંચાર=માણસ મનનો દુબળો બની જાય છે ત્યારે તે સત્ય, ધર્મ, રામ સૌ ઉપરની શ્રદ્ધા ખોઈ બેસે છે. કોઈ અવતારી પુરુષ આવીને તેના હૃદયમાં સતનો—શ્રદ્ધાબળનો સંચાર કરશે.

૩. મૂશળધાર=ધોધમાર વરસાદ.

૪. ખાતરનાર=ખાતર દઈને કસદાર બનાવનાર.

૫. હુંકાર=સિંહગર્જના.

*

## ભગવદ્‌ગીતા

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत।
अभ्युत्थानम् अधर्मस्य तदात्मानं सृजाम्यहम् ।। [ ४–७ ]
परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ।। [ ४–८ ]

*

## અનાસક્તિ યોગ

અહીં શ્રદ્ધાળુને આશ્વાસન છે, ને સત્યના — ધર્મના — અવિચળપણાની પ્રતિજ્ઞા છે. આ જગતમાં ભરતીઓટ થયાં જ કરે છે, પણ અંતે ધર્મનો જ જય થાય છે. સંતોનો નાશ નથી થતો, કેમ કે સત્યનો નાશ નથી થતો. દુષ્ટોનો નાશ જ છે, કેમ કે અસત્યને અસ્તિત્વ નથી. આમ જાણી મનુષ્ય પોતે કર્તાપણાના અભિમાનથી હિંસા ન કરે, દુરાચારે ન ચાલે. ઈશ્વરની અકળ માયા પોતાનું કામ કર્યે જ જાય છે. આ જ અવતાર કે ઈશ્વરનો જન્મ. વસ્તુતાએ ઈશ્વરને જન્મવાપણું હોય જ નહિ.

[ અ૦ ૪ થો. ]

મંજરી ૩૪ મી

## कर्मकोश नहि, पण कर्मयोग

[ પ્રભાતિયાંના રાગ ]

હૃદયના શુષ્ક ને બુદ્ધિના સુસ્ત જે,
 જહિં તહિં ઢૂંઢતા કર્મ-કોઠા;
વ્યર્થ ગોથાં નહિ ખાઓ ગીતા મહીં,
 અવર ગ્રંથો ઘણા મોટ મોટા. હૃદયના૦

કર્મ નરનારનાં, કર્મ પરિવારનાં,
 જાતિના, વર્ણના ભિન્ન ધંધા;
ધર્મ સંસારના, ધર્મ સંન્યાસના,
 એ બધા શાસ્ત્રના ગ્રંથ જૂદા. હૃદયના૦

સાતસેં શ્લોકમાં સાતસેં લોકનાં
 ચોકઠાં મેં નથી ત્યાર[1] દીધાં;
'ઢાર[2] અધ્યાયમાં 'ઢાર સંગ્રામના
 વ્યૂહ-નકશાય છાપ્યા ન સીધા. હૃદયના૦

ભાવિ સહુ રાષ્ટ્રનાં, ભાવિ યુગ માત્રનાં,
 સામટાં મેં નથી ધાન રાંધ્યાં;
ભાવિને શિર મેં ભૂત લાદ્યાં નથી,
 ભાવિના મેં નથી હાથ બાંધ્યા. હૃદયના૦

ભાગ્યવંતા જ આ છૂટથી રાચજો,
        હક્કથી ભાગજો ભાગ્યમંદા;
મંદ તે કર્મ-કોશો જ ઉથલાવજો,
        સુજ્ઞ ગીતા તણી યોગવિદ્યા. હૃદયના૦

આજુ જોજો અને બાજુ જોજો વળી,
        આગલી પાછલી પૂંજી સુધ્ધાં;
કાળ ને દેશ, સંજોગબળ સમજજો,
        પંડની પ્રકૃતિ પણ જન્મસિદ્ધા. હૃદયના૦

શાસ્ત્રના લેખ ઊકેલજો આદરે,
        સાદરે સેવજો જ્ઞાનવૃદ્ધા;
કાઢજો તાલ સમબુદ્ધિથી જીવનનો,
        રોપજો તેહ પર સબળ શ્રદ્ધા. હૃદયના૦

ભોગ ને લોભ તજી, લોકહિતરત રહો,
        કેળવો બુદ્ધિની સુભગ સમતા;
હૃદયને માહરી ભક્તિથી દૃઢ કરો,
        પ્રગટશે જીવનપથ શોકહર્તા. હૃદયના૦

દેહ પડું પડું થશે, બુદ્ધિ બળું બળું થશે,
        ઝણઝણી ઊઠશે હૃદય-પડદા;[૩]
આખરે સ્ફુર્તિની ફૂટશે મંજરી,
        ઊડશે સુસ્તીની મંદ શરદા. હૃદયના૦

આપનાં[૪] ધર્મક્ષેત્રો જ જે નિયત કરી,
        ઉતરશે યુદ્ધમાં વીર યોદ્ધા:
એહવા અર્જુનો સર્વને રથ ચડી,
        નિત્ય ગીતા હું ગાઈશ પ્રૌઢા. હૃદયના૦

## શબ્દાર્થ

૧. ત્યાર = તૈયાર.
૨. 'ઢાર = અઢાર.
૩. દેહ પડું પડું — હૃદય-પડદા = ( હૃદયમંથન વેળાએ થતી વિહ્વળતાનું આ વર્ણન છે. )
૪. આપનાં = પોતાનાં.

*

किं कर्म किमकर्मेति कवयोऽप्यत्र मोहिताः ।
तत्ते कर्म प्रवक्ष्यामि यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात् ॥ [ ४–१६ ]
कर्मणो ह्यपि बोद्धव्यं बोद्धव्यं च विकर्मणः ।
अकर्मणश्च बोद्धव्यं गहना कर्मणो गतिः ॥ [ ४-१७ ]

મંજરી ૩૫ મી

## જ્ઞાનની ખેતી

[ જે જ્ઞાન સદ્‌ગુરુને સેવીને મેળવવાનો ગીતાજી આગ્રહ કરે છે તે કયું જ્ઞાન ? તે સામાન્ય અક્ષરશિક્ષણ ન હોય એ તો દેખીતું છે. એ છે પોતાનો સ્વધર્મ કયો તેનું જ્ઞાન, પોતાના જીવનનું ધ્યેય કયું એનું જ્ઞાન, પોતાનું વિશિષ્ટ યજ્ઞકર્મ કયું એનું જ્ઞાન. ]

*

[ પ્રભાતિયાનો રાગ ]

### શ્રી ભગવાન બોલ્યા

જ્ઞાનીને ખોજ, કોઈ યોગીને ખોજ,
કોઈ તત્ત્વદર્શી તણું શોધ શરણું;
જ્ઞાનીઓ જ્ઞાન તુષમાન થઈ બોધશે,
ખોલશે તત્ત્વ ખરું સ્વાનુભવનું. જ્ઞાનીને૦

ના જતો ગાજતો, તર્જની દાખતો,[1]
તાકતો તીર શ્રુતિ સ્મૃતિ વચનનું;
ભક્તિ શ્રદ્ધા તણાં સમિધ લઈ, નમ્ર થઈ,
શિષ્યભાવે જઈ ઝાલ ચરણું. જ્ઞાનીને૦

ખેડજે ભૂમિને પ્રથમ પ્રણિપાતથી,
વાળજે વારિ સેવાનું ઝરણું;
વાવજે બીજ જીવન્ત પરિપ્રશ્નનાં,[2]
પાકશે જ્ઞાન-ધન મોહ-હરણું. જ્ઞાનીને૦

અર્જુન બોલ્યા :

જ્ઞાની ક્યાં શોધવા? યોગી ક્યાં ઢૂંઢવા?
શરણુ શોધું હવે શે અવરનું?
આજ ગીતા તણો સુદૃઢ રથ સાંપડયો,
સજગ[3] સારથિપણું કૃષ્ણવરનું. જ્ઞાનીને૦

શબ્દાર્થ

૧. તર્જની દાખતો=વિતંડાવાદી સમજવા માટે નહિ પણ સામાને ચૂપ કરવા તર્જની (પહેલી આંગળી) બતાવી બતાવીને સાચી જૂઠી દલીલબાજી કરે છે, તે રીતે.
૨. જીવન્ત પરિપ્રશ્ન=કેવળ ચર્ચા ખાતર કઢાવેલા નહિ પણ જેના સમાધાન વિના પોતાનું હૃદય વિહ્વળ થઈ ઊઠતું હોય એવા સંશયો.
૩. સજગ=જાગતું, હાજરાહજૂર.

*

ભગવદ્‌ગીતા

तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया ।
उपदेक्ष्यन्ति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः ॥ [ ४–३४ ]

*

અનાસક્તિયોગ

જ્ઞાન મેળવવાની ત્રણ શરતો — પ્રણિપાત, પરિપ્રશ્ન, સેવા, આ યુગમાં ખૂબ ધ્યાનમાં રાખવા યોગ્ય છે. પ્રણિપાત એટલે નમ્રતા, વિવેક; પરિપ્રશ્ન એટલે ફરીફરી પૂછવું; સેવા વિનાની નમ્રતા ખુશામતમાં ખપવાનો સંભવ છે. વળી જ્ઞાન શોધ્યા વિના નથી સંભવતું, એટલે ન સમજાય ત્યાં લગી શિષ્યે ગુરુને નમ્રતાપૂર્વક પ્રશ્નો પૂછયા કરવા, એ જિજ્ઞાસાની નિશાની છે. આમાં શ્રદ્ધાની જરૂર છે. જેને વિષે શ્રદ્ધા ન હોય તેની તરફ હાર્દિક નમ્રતા ન હોય; તેની સેવા તો ક્યાંથી જ હોય?

[ અ૦ ૪ શ્લો ]

## મંજરી ૩૬ મી

# जीवनयुद्ध

[ગીતાની ભાષામાં જેને કર્મ કહે છે તેને આજની આપણી ભાષામાં આપણે જીવન કહીએ છીએ. ઊઠવું બેસવું હરવું ફરવું એ સર્વ શારીરિક ક્રિયાઓ કર્મો જ છે, પણ ગીતાને કંઈ તે કર્મની વાત કરવાની નથી. તે તો યજ્ઞકર્મની જ વાત કરે છે. ખાવું પીવું ને વધવું એ જીવન ખરું, પણ ગીતા તો સેવામય જીવનની જ વાત કરે છે. તેવા જીવનને પાપ કે બંધન માની નાસવું નહિ એવો તેનો ઉપદેશ છે. સેવામય જીવન ગુજારતાં યુદ્ધો ખેલવાં પડે, તોફાનો ખમવાં પડે, તે વખતે કાયર માણસ શાસ્ત્રોનાં વચનો પાછળ પોતાની કાયરતાને છુપાવે છે. તે મનને મનાવે છે. "કર્મમાત્ર બંધનરૂપ છે તેથી હું તે કરતો નથી, શાંતિમય જીવન ગુજારવું એ સારું છે તેથી હું જીવનમાં આવી પડતા ઝગડાઓથી દૂર નાસું છું." ગીતાજી પાસેથી આપણે શીખીએ છીએ કે જીવન એ એક મહાન યુદ્ધ છે, ભયંકર તોફાન છે, તેમાં તરી પાર ઊતર્યા વિના કોઈ મીઠી શાન્તિ પ્રાપ્ત કરી શકતું નથી. તેનાથી નાસનારનું જીવન શાન્ત દેખાય છે, પણ તે તો સ્મશાનની શાન્તિ જ છે.]

*

[સૌનું કરો કલ્યાણ--ની લયમાં]

**જીવન જીવી અર્જુન ! જાણ,**
**માંહીથી ઝરશે ગીતાજ્ઞાન.**

**જીવન નિશ્ચે જ્ઞાન પ્રસવશે, રજની તે જેમ ભાણ.[૧] જીવન૦**
**જીવન બાપુ ! પૂજન પ્રભુનું, નહિ નહિ પાપ પ્રમાણ.[૨] જીવન૦**

જીવ્યામાં જો પાપ, ભલા શું, શબ થઈ સૂવું સ્મશાન? જીવન૦
જીવન-ખેલો ખેલ ખુશીથી, ભેરુ કરી ભગવાન. જીવન૦
જીવનયુદ્ધોનો થા યોદ્ધો, યજ્ઞાર્થે દે પ્રાણ. જીવન૦
નહિ તારે, પણ ડારી મારે, તટ-જોયાં[3] તોફાન. જીવન૦
આવ આવ જીવનસાગરમાં, લે આ ગીતા-વહાણ. જીવન૦

### શબ્દાર્થ

૧. ભાણ=સૂર્ય (ભાનુ)
૨. નહિ — પ્રમાણ=જીવન એ પાપ છે એવું ન માન.
૩. તટ-જોયાં=કિનારા પર રહીને દૂરથી જોયેલાં.

*

### ભગવદ્ગીતા

निराशीर्यतचित्तात्मा त्यक्तसर्वपरिग्रहः ।
शारीरं केवलं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥ [ ४–२१ ]

## મંજરી ૩૭ મી

# જ્ઞાનાગ્નિ

[આ જીવન સેવાર્થે જ ગાળવું, સ્વધર્મપાલનમાં જ અર્પણ કરવું એવી દૃઢ શ્રદ્ધા, એવું પવિત્ર જ્ઞાન આપણને સૌને એક દિવસે થશે જ એવું ગીતાનું વચન છે. આજે ભલે આપણે પાપ અને દૂબળા-પણાના અંધારામાં ગોથાં ખાતા દેખાઈએ, એક દિવસ જ્ઞાનનો સૂર્ય આપણાં હૃદયમાં ઊગશે જ. અનેક પાપીઓ પાપમાં વેગભેર ધસ્યે જતા હતા, પણ અચાનક કોઈ ધન્ય પળે તેમનામાં શ્રદ્ધા જન્મી અને તેઓના જીવનની દિશા તત્ક્ષણ પલટાઈ ગઈ. વ્યક્તિઓનાં તેમ જ પ્રજાઓનાં જીવનમાં સદાય બનતો આવો ચમત્કાર કોણે નથી જોયો?]

*

[જાગો વ્રજરાજ કુંવર, નંદકે દુલ્હારે — એની લયમાં]

**શ્રી ભગવાન બોલ્યા:**

પાવનમાં પાવનતમ,
જગમાં નહિ જ્ઞાન સમ,
કાળાં પ્રજજવાળી તમ, અંતર અજવાળે.

**અર્જુન બોલ્યા:**

ગીતાનું જ્ઞાન ગૂઢ,
હું તો પ્રભુ! પાપમૂઢ,
ભૂલેલો શુદ્ધ બુદ્ધ, ગાંડીવને ચાળે.[1]

**શ્રી ભગવાન બોલ્યા:**

ગીતા–રવિ થશે ઉદય,
પાપ પામશે જ વિલય,
કમળ સમું તાત! હૃદય, વિકસશે સુકાળે.[2]

પાંડવ[3]! તવ ખાંડવ વન[4],
વ્યાપ્યું છો ઘોર ઘન,
થાશે ક્ષણ માંહી દહન, જ્ઞાન–અનલ ઝાળે.
સરિતા બે તીર ભરી,
નાવિક શું જાય ડરી?
ગીતાની જ્ઞાન-તરી[5], સજ્જ સદા આરે.

### શબ્દાર્થ

૧. ગાંડીવને ચાળે=હું મોટો ગાંડીવધારી યોદ્ધો છું એવા અભિમાનના ચાળે ચડીને.
૨. સુકાળે=સમય પાકશે ત્યારે.
૩. પાંડવ=અર્જુન.
૪. ખાંડવ વન=ખાંડવ વન જેવું રાક્ષસોથી ઘેરાયેલું હતું તેવું મોહ, નિરાશા, નિર્બળતા આદિથી ઘેરાયેલું જીવન.
૫. તરી=નૌકા.

*

### ભગવદ્ગીતા

अपि चेदसि पापेभ्यः सर्वेभ्यः पापकृत्तमः ।
सर्वं ज्ञानप्लवेनैव वृजिनं संतरिष्यसि ॥ [૪–૩૬]
यथैधांसि समिद्धोऽग्निर्भस्मसात् कुरुतेऽर्जुन ।
ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात् कुरुते तथा ॥ [૪–૩૭]
नहि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते ।
तत् स्वयं योगसंसिद्धः कालेनात्मनि विन्दति ॥ [૪–૩૮]

*

### અનાસક્તિયોગ

ગીતાના કૃષ્ણ મૂર્તિમંત શુદ્ધ સંપૂર્ણ જ્ઞાન છે. . . .

[પ્રસ્તાવના]

### મંજરી ૩૯ મી

## ચાકરીનું મૂલ

[ આપણે ક્ષણિક ભોગવિલાસ મેળવવા ખાતર લોકોનાં વૈતરાં કરીએ છીએ, દેહ ઘસીએ છીએ, બંધન ને અપમાન ઉઠાવીએ છીએ. પણ એટલું જ દેશને અર્થે, ભગવાનને અર્થે ક્યાં કરીએ છીએ? ભગવાનને અર્થે કામ કરવું એટલે નિઃસ્વાર્થભાવે સેવા કરવી. એમાં આગળથી પગાર ઠરાવવાનો ન હોય. કૃપાળુ ભગવાનની કૃપા હોય તો ફળ આપે, કૃપા ન હોય તો ન પણ આપે. અશ્રદ્ધાવાન આપણે એટલું જોખમ ખેડવા ક્યાં તૈયાર છીએ? બાકી શ્રદ્ધા રાખી ભગવાનની જરા જેટલી સેવા કરીએ તો તેણે તો ગીતામાં વચન આપ્યું છે કે 'જે મને ભજે છે તેને હું સામો ભજું છું.' ]

*

[ જે કોઈ પ્રેમઅંશ અવતરે — ની લયમાં ]

**શ્રી ભગવાન બોલ્યા:**

**તારી ચાકરીનું મૂલ—**
**અર્જુન! વિશ્વ ચરાચર ડૂલ;[1]**
**તારું પ્રેમ-સુગંધિત ફૂલ—**
**એનું મસ્તક-મોંઘું મૂલ.[2]**
**કણ સાટે કણ લેવા દેવા, કણિયો[3] ક્ષુદ્ર કબૂલ;**
**કણ લઈ આપું સભર કણસલું, તોયે ડંખે શૂળ.[4] તારી૦**
**શ્રીમંતો સેવી જન પામે, એક રોજનું નૂર;[5]**
**અંમરપદ અર્જન કર[6] અર્જુન! મારો થઈ મજૂર. તારી૦**

પરસેવાનાં પૂર થાય હા! સ્વારથ-રણમાં ગૂલ;[૭]
એ પૂરો મુજ પ્રત્યે વાળો, થાઓ મા જન સ્થૂળ.[૮] તારી૦

અર્જુન બોલ્યા:

બહુ ગાયાં પામરનાં ગીતો, ચૂમી પામરપદ ધૂળ;[૯]
વહો હવે જીવનમાં મારા, ગીતા કૃષ્ણ! વિપુલ.[૧૦] તારી૦

### શબ્દાર્થ

૧. ફૂલ=વારી જાઉં, આપી દઉં.
૨. એનું — મૂલ=એની કિંમત હું મારા મસ્તક જેટલી ગણું છું.
૩. કણિયો=અનાજનો વેપારી.
૪. ડંખે શૂળ=મારા મનમાં અસંતોષનો ખટકો રહે છે કે મેં પૂરી કિંમત ન ચૂકવી.
૫. નૂર=ભાડું, પગાર.
૬. અર્જન કર=કમાઈ લે.
૭. પરસેવાનાં — ગૂલ=લોકો મહેનત તો એટલી બધી કરે છે કે સૌનો પરસેવો ભેગો કરીએ તો તેની રેલ વહે, પણ એ રેલ સ્વાર્થરૂપી રણમાં વહેતી હોવાથી તેમાં સમાઈ જાય છે અને કોઈનું હિત કરી શકતી નથી.
૮. સ્થૂળ=જાડી બુદ્ધિના.
૯. બહુ — ધૂળ=પામર લોકોની ખુશામત અને ચાકરી મેં બહુ કરી.
૧૦. વિપુલ ગીતા=સેવામય જીવનની ભરપૂર ગંગા.

*

### ભગવદ્ગીતા

ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम् ।
मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः ॥ [ ४–११ ]
काङ्क्षन्तः कर्मणां सिद्धिं यजन्त इह देवताः ।
क्षिप्रं हि मानुषे लोके सिद्धिर्भवति कर्मजा ॥ [ ४–१२ ]

## અનાસક્તિયોગ

દેવતા એટલે સ્વર્ગમાં રહેનારી ઇન્દ્રવરુણાદિ વ્યક્તિઓ નહિ. દેવતા એટલે ઈશ્વરના અંશરૂપ શક્તિ. એ અર્થમાં મનુષ્ય પણ દેવતા છે. વરાળ, વીજળી વગેરે મહાન શક્તિ દેવતા છે. તેની આરાધના કરવાનું ફળ તુરત અને આ લોકમાં મળે છે એમ આપણે જોઈએ છીએ. એ ફળ ક્ષણિક છે. તે આત્માને સંતોષ નથી આપતું તો પછી મોક્ષ તો ક્યાંથી જ આપે?

[ અ૦ ૪ થો ]

## મંજરી ૩૯ મી

# स्वराज्य-दान

[ પરમેશ્વરે મુક્તિનાં સર્વ સાધનોથી મંડિત એવું શરીર-નગરીનું સ્વરાજ્ય જીવને સોંપી દીધું છે. શું કર્મ કરવું ને શું ન કરવું, એમાં તેને પૂછવાપણું રાખ્યું હોત તો સ્વરાજ્યમાં તેટલી ખામી રહેત. ચડતી પડતીનાં ફળની ચાવી પણ ઇશ્વિરે પોતાની મુનસફી ઉપર રાખી નથી. કર્મના કુદરતી કાયદા પ્રમાણે તે થયે જાય છે, પણ પરમેશ્વરે આપણને ખરું ખોટું, ધર્મ અધર્મ, ચડતી પડતી વગેરે સમજવાની બુદ્ધિ બક્ષી છે, તેની મદદથી સ્વરાજ્ય ભોગવવાનું છે. સ્વરાજ્યની સ્થિતિ સ્વતંત્ર મિજાજના જીવોને ઘણી જ પ્રિય છે. તેઓ ચડે છે, પડે છે, વળી પાછા ઊઠે છે, એમ ઘડાતા ઘડાતા પૂર્ણતાને પામે છે. પણ ગુલામી વૃત્તિના અને બુદ્ધિના દૂબળા જીવો સ્વરાજ્યને જીરવી શકતા નથી. કોઈક દોરનારો ન હોય તો તેઓ ફિકરમાં અધમૂઆ થઈ જાય છે. કોઈ નાકમાં નાથ પહેરાવી પાછળથી હાંકયા કરે તો તેઓ વૈતરું કરશે, પણ જીવનની દિશા જાતેજ ઠરાવતાં તેમનું મગજ ચડશે અને ગળિયા થઈને ભોંય પર પડશે. ]

*

[ જેને રામ રાખે રે તેને કુણ મારી શકે — એને મળતો રાગ ]

નવ દરવાજાની નગરી[1] રે, ઘડી તારે રે કાજ;
ઘડી તેવી તુજને ધરી, ભોગવ પૂર્ણ સ્વરાજ. નવ૦
દામ નહિ, કર છે નહિ રે, નહિ વેઠ કે વ્યાજ[2];
સોળ કળા ખીલો તાહરી, અંત એટલી દાઝ. નવ૦
ચડતી જોઈ સુખ પામશું રે, પડતી જોઈને લાજ;
હક્કમાં હાથ ન ઘાલશું,[3] કરજે મનગમતું રાજ્ય. નવ૦
ઘૂઘવતા હવે સાગરે રે, છોડું તારું જહાજ;
દિલ ધડકે પણ આ જ રે, પૂર્ણતાનો ઇલાજ.[4] નવ૦

દુઃખમાં શૌર્ય જ દાખજે રે, દમજે શત્રુસમાજ;
સુખમાં સંયમ પાળજે, મારી રાખજે લાજ. નવ૦
રાજતિલક કરી આટલી રે, શીખ આપું છું આજ;
ઇચ્છે તો આ પુષ્પની કળી, નહિ તો કાંટાળો તાજ. નવ૦
છેલ્લો આ કૌલ તને દઉં રે, વહાલા પાંડવરાજ!
ધાવાને સજ્જ સહાય હું, સુણી આર્ત અવાજ. નવ૦
દીનતા કદી ન દાખજે રે, ગીતા લઈને રે ગાજ;[5]
વિશ્વને કાં તો પ્રકાશજે, કાં તો થાજે તારાજ. નવ૦

## શબ્દાર્થ

૧. નવ દરવાજાની નગરી=મનુષ્યદેહ, જેનું સ્વતંત્ર સ્વરાજ્ય ભગવાને જીવને સોંપી દીધું છે.

૨. દામ — વ્યાજ=તારી પાસેથી વેઠ કે ખંડણી મારે લેવી નથી. તને મેં ખંડિયો નહિ પણ સ્વતંત્ર રાજા બનાવ્યો છે.

૩. હુક્કમાં હાથ ન ઘાલશું=રાજ્યને આબાદ કરવું કે નાશ કરવું એ તારી પોતાની સત્તાની વાત છે, તેમાં હું વચ્ચે નહિ પડું. તારી ઇચ્છા પ્રમાણે જીવનના પ્રયોગો કરજે, અને સુખ દુઃખ ભોગવી ભોગવીને ઘડાજે.

૪. પૂર્ણતાનો ઇલાજ=પૂર્ણતા પામવાનો માર્ગ.

૫. ગીતા લઈને રે ગાજ=ગીતાના સિદ્ધાન્તો જીવનમાં ઉતારી વીરતાથી જીવનયુદ્ધ ખેલ.

*

## ભગવદ્ગીતા

सर्वकर्माणि मनसा संन्यस्यास्ते सुखं वशी ।
नवद्वारे पुरे देही नैव कुर्वन्न कारयन् ॥ [ ६–१३ ]
न कर्तृत्वं न कर्माणि लोकस्य सृजति प्रभुः ।
न कर्मफलसंयोगं स्वभावस्तु प्रवर्तते ॥ [ ६–१४ ]

મંજરી ૪૦ મી

## समता

[ ભક્તિ શરવીરની સાચી---નો ઢાળ ]

જ્ઞાનનો ચરમ સાર[1] સમતા;
પૂર્ણ એ વિકસિત માનવતા.[2] જ્ઞાનનો૦
યુગ યુગના માનવ અનુભવનો, નિચોડ છે સમતા. જ્ઞાનનો૦
સૃષ્ટિનાં ફળ સમ સૌનાં, કાં-ભૂખે જન મરતા ? જ્ઞાનનો૦
જ્ઞાન તણું સૌ સમાન વારસ, કાં વ્યાપી જડતા ? જ્ઞાનનો૦
પશુ પંખી સૌ પ્રજા પ્રભુની, સૌ હકનું ચરતાં. જ્ઞાનનો૦
કાળા પીળા ગોરા સૌમાં, રક્ત લાલ ફરતાં. જ્ઞાનનો૦
બ્રાહ્મણ ભંગી ભેદ વૃથા, સૌ શિક્ષણથી ખીલતાં.[3] જ્ઞાનનો૦
વર્ણો તો સુખ સગવડના, નહિ ચડતા ઊતરતા. જ્ઞાનનો૦
સૌ સૌનો જો ધર્મ પાળીએ, ક્યાં રહી અણુસમતા ? જ્ઞાનનો૦
બ્રાહ્મણ વિદ્યા પાય, ગાય પણ પાતી પય ગમતાં. જ્ઞાનનો૦
ગજ શોભાવે સ્વારી તો ઘર શ્વાનો સાચવતાં. જ્ઞાનનો૦
સમથી આવ્યાં સમમાં જાવું, વચ્ચે અણુસમતા. જ્ઞાનનો૦
અકળ બ્રહ્મ જો પ્રકટ જુઓ તો, વિસ્તારો સમતા[4]. જ્ઞાનનો૦
અર્જુનના પ્રિય મોહન ઘટઘટ, સમતા થઈ રમતા. જ્ઞાનનો૦
સંત અસંતની સમાન સેવા, કર ગીતા ભજતાં. જ્ઞાનનો૦

### શબ્દાર્થ

૧. ચરમ સાર=અંતિમ રહસ્ય.
૨. પૂર્ણ — માનવતા=માનવીનો પૂર્ણ વિકાસ થયેલો ત્યારે ગણાય ત્યારે તે સમત્વબુદ્ધિને સિદ્ધ કરે.

૩. સૌ — ખીલતાં=કેળવણીથી સર્વ મનુષ્યો વિકાસ પામે છે.
૪. અકળ — સમતા = પરબ્રહ્મ અકળ હોવાથી તેનું પ્રત્યક્ષ દર્શન શક્ય નથી, પણ તેનો મુખ્ય ગુણ સર્વમાં સમસમાન વ્યાપી રહેવું એ હોઈ જો આપણે પણ પોતાના જીવનમાં સમતા આણીએ તો આપણને પરબ્રહ્મની કંઈક ઝાંખી એ સમતામાં થશે.

*

## ભગવદ્ગીતા

विद्याविनयसंपन्ने ब्राह्मणे गवि हस्तिनि ।
शुनि चैव श्वपाके च पंडिताः समदर्शिनः ॥ [ ५–१८ ]
इहैव तैर्जितः सर्गो येषां साम्ये स्थितं मनः ।
निर्दोषं हि समं ब्रह्म तस्माद् ब्रह्मणि ते स्थिताः ॥ [ ५–१९ ]

*

## અનાસક્તિયોગ

(જ્ઞાનીઓ સૌને વિષે સમદૃષ્ટિ રાખે છે) એટલે કે સહુની તેમની આવશ્યકતા પ્રમાણે સેવા કરે છે. બ્રાહ્મણ અને ચાંડાલની પ્રત્યે સમભાવ રાખવો એટલે બ્રાહ્મણને સર્પ કરડે તો તેનો દંશ જેમ જ્ઞાની પ્રેમભાવથી ચૂસીને તેને વિષમુક્ત કરવાનો પ્રયત્ન કરશે તેમ જ ચાંડાલને વિષે તેવી સ્થિતિમાં વર્તશે.

[ અ૦ ૫ મો ]

મંજરી ૪૧ મી

## आत्मोद्धार

[ આત્માનું બળ પ્રત્યેક મનુષ્યમાં સૂતેલું પડેલું છે. તેને જાગૃત કરવાનાં સાધનો શરીર, ઇન્દ્રિયો, બુદ્ધિ સૌને મળેલાં છે. કાયરો તેને નિરુપયોગી રાખી તુચ્છ જીવડાં જેવું જીવન ગુજારે છે. વીર પુરુષો તેનો લાભ ઉઠાવી મહાત્મા બને છે. જે જે મહાત્માઓ થઈ ગયા છે તે ચમત્કારથી થઈ ગયાની વાત મિથ્યા છે. તેઓ આપબળથી જ તેવા થયા. લોકો કહે છે કે અમે તો નાના હતા, નબળા હતા, તેથી પાછળ રહ્યા, ઇશ્વરે અમને કમનસીબ કર્યા તેથી અમે વધ્યા નહિ. પણ આ બધાં કાયરતા છુપાવવાનાં બહાનાં છે. સૌમાં આત્મોદ્ધાર કરવાની શક્તિ છે જ. ]

*

[ જૂનું તો થયું રે દેવળ—ની લયમાં ]

બંધુયે તારો તું ને, વેરીયે તું જ તારો,
બંધુ ને વેરી કોઈ નહિ બહારના રે જી;
તારે તે વારે[1] બંધુ, મારે તે વારે વેરી,
સૂત્રો તુજ હાથે નિજ ઉદ્ધારનાં રે જી. ૧

મેલાં રહી મરવું એને કોણ રે બચાવે બાપુ?
શુદ્ધિના ભોગીને ગંગા દ્વારમાં રે જી;
સૂતા રહી ખાવું તેને, ખાવાનું હું કાં આપું?
હાથ પગ આપ્યા મેં તો હાડમાં રે જી.

આંખ આપી તોયે અંધા, કાન આપ્યા તોયે બહેરા,
　　લક્ષ આપો તો તો દ્વારો જ્ઞાનનાં રે જી;
મનની વીજળીને ચોળી ઘોળી કાં ઢીલી પાડો?
　　તણખા ઝરવા દો એકધ્યાનના રે જી. ૩
નાનાં ને મોટાં નહિં ને, જાડાં ને દૂબળાં નહિ,
　　આત્માનાં બળ છે માનવ માત્રમાં રે જી;
કવિઓ પેગંબર મોટા માંહ્યલા જ બળથી પાક્યા,
　　સંદેશા મેં નહોતા દીધા કાનમાં રે જી.[2] ૪
સત્યનું શૂર રાજા હરિશ્ચંદ્રે દાખિયું તો,
　　પ્રગટ્યું'તું બાળકડા પ્રહ્‌લાદમાં યે જી;
તપનું બળ સાધી શિવજી પૃથ્વી ડોલાવી'તી તો,
　　ઓછાં તપ નહોતાં ધ્રુવકુમારનાં યે જી. ૫
જ્ઞાનનો સાગર મુનિવર વ્યાસે ડોળેલો તેવો,
　　શુકદેવે જનમ ધરતાં વારમાં રે જી;
સદેહે વિદેહી થયા જનક મહારાજ મોટા,
　　ઊણો એ ગુણ નહિ પેલા વ્યાધમાં[3] યે જી. ૬
શૂરા થાશે તે સૂરજ જેવા જ દીપશે ને,
　　કાયર ખદબદશે કાયર જીવડાં રે જી;
સળગો વા ટાઢાં રહો, મેં તો ભરપૂર પૂર્યા,
　　આત્માના તેલે સર્વે દીવડા રે જી. ૭
શૂરા અર્જુન રે! બહુ બહુ રણના રણધીર બંકા!
　　ઊતર ઊતર જીવનસંગ્રામમાં રે જી;
વા આવો, વાદળ ફાટો, અંધારાં ઘોર છાઓ,
　　ભય શો? ગીતાનો દીપક હાથમાં રે જી. ૮

## શબ્દાર્થ

૧. તારે તે વારે=જ્યારે તું પોતાની જાતને તારે છે તે વખતે.
૨. સંદેશા — કાનમાં રે જી=અમુક સંત પેગંબરોને ભગવાને સ્વપ્નમાં જ્ઞાન દીધું હતું કે કાનમાં છાના છાના સંદેશા દીધા હતા તેથી તેઓ જ્ઞાની થયા એવી કથાઓ સાંભળવામાં આવે છે, પણ તે ખરું નથી.
૩. વ્યાધ=મહાભારતમાં જેની કથા આવે છે તે ધર્મ-વ્યાધ, જે કસાઈનો ધંધો કરવા છતાં જ્ઞાની હતો.

*

## ભગવદ્ગીતા

उद्धरेदात्मनात्मानं नात्मानम् अवसादयेत् ।
आत्मैव ह्यात्मनो बन्धुः आत्मैव रिपुरात्मनः ॥ [ ६–५ ]
बन्धुरात्मात्मनस्तस्य येनात्मैवात्मना जितः ।
अनात्मनस्तु शत्रुत्वे वर्तेतात्मैव शत्रुवत् ॥ [ ६–६ ]

### મંજરી ૪૨મી

## चित्तनो दीवो

[ 'જૂનું તો થયું રે દેવળ'—ની લયમાં ]

અર્જુન બોલ્યા :

નિર્વાત ઘરમાં દીવો ટમ ટમ ટમકે,[1]
ચિત્તડું મારું તો ચમ ચમ ચમકે,[2]
તુજ વિણ મારી વેદના કોણ કૃષ્ણ ! પરખે ?
અડગ આસન પર ખોડી કાયા નવ મારી ચસકે,
તોય મારું ચિત્તડું થડ થડ થડકે,
તુજ વિણ મારી વેદના કોણ કૃષ્ણ ! પરખે ?
આંખો નવ પલકે, મારું મોઢું નવ મલકે,
તોય મારું ચિત્તડું સળળળ સળકે,
તુજ વિણ મારી વેદના કોણ કૃષ્ણ ! પરખે ?
સ્વાદોને માર્યા ફટકે, ગંધોને બાળ્યા ભડકે,
તોય મારું ચિત્તડું લબ લબ લબકે,[3]
તુજ વિણ મારી વેદના કોણ કૃષ્ણ ! પરખે ?
અન્ન તોળી ખાધાં કાંટે, ઊંઘ માપી ઘટકે ઘટકે,[4]
તોય મારું ચિત્તડું ભોગો ભરખે,
તુજ વિણ મારી વેદના કોણ કૃષ્ણ ! પરખે ?

નિર્ભય મુજ ભોંયરામાં ચકલું સરખું નવ ફરકે,
તોય મારું ચિત્તડું ફડ ફડ ફડકે,
તુજ વિણ મારી વેદના કોણ કૃષ્ણ! પરખે?
ગામ ધામ છોડી હું તો બેઠો વનચરને પડખે,
તોય ચિત્તડું ઊકરડે જઈ ભટકે,
તુજ વિણ મારી વેદના કોણ કૃષ્ણ! પરખે?

શ્રી ભગવાન બોલ્યા:

ધીર ધર ધીર મહારથ! રણિયો[5] થઈ કાં તું ભડકે?
જક્કડ[6] ચિત્ત જ્યાંથી જ્યાંથી છટકે,
જગ જોશે જે આ જુદ્ધમાંય[7] અર્જુન ઝળકે.
તાતાં બહુ તીખાં તારી, કંમરમાં શસ્ત્રો લટકે,
ચિત્તડું પણ જે દિન તુજ કર ઝબકે,[8]
ઊમળકાથી ભેટીશ તાત તુજને હરખે.

કવિવચન

નિર્વાત ઘરમાં દીવો ટમટમ ટમકે,
અર્જુનનું ચિત્તડું તેવું ટમકે,
રોમે રોમે ગીતાની જ્યોત એને ઝળકે.

શબ્દાર્થ

1. ટમ ટમ ટમકે=શાન્ત એકધારી જ્યોતથી બળે છે.
2. ચમ ચમ ચમકે=ચમક ચમક કરતું કંપતી જ્યોતથી બળે છે.
3. લબ લબ લબકે=જાતજાતના સ્વાદો માટે ઝંખે છે.
4. ઘટકે ઘટકે=ઘડીઓ માપી માપીને.
5. રણિયો=રણશૂરો.
6. જક્કડ=તાણી ઝાલ.
7. આ જુદ્ધમાંય=મનોવૃત્તિઓને વશ કરવાના યુદ્ધમાં.
8. ચિત્તડું—ઝબકે=ચિત્ત રૂપી અદશ્ય શસ્ત્રને પણ સિદ્ધ કરી જ્યારે તું પોતાના હાથમાં ધારણ કરશે.

## ભગવદ્ગીતા

योगी युंजीत सततं आत्मानं रहसि स्थितः ।
एकाकी यतचित्तात्मा निराशीरपरिग्रहः ॥ [ ६–१० ]
शुचौ देशे प्रतिष्ठाप्य स्थिरमासनमात्मनः ।
नात्युच्छ्रितं नातिनीचं चैलाजिनकुशोत्तरम् ॥ [ ६–११ ]
तत्रैकाग्रं मनः कृत्वा यतचित्तेन्द्रियक्रियः ।
उपविश्यासने युंज्यात् योगमात्मविशुद्धये ॥ [ ६–१२ ]
समं कायशिरोग्रीवं धारयन्नचलं स्थिरः ।
संप्रेक्ष्य नासिकाग्रं स्वं दिशश्चानवलोकयन् ॥ [ ६–१३ ]
प्रशान्तात्मा विगतभीः ब्रह्मचारिव्रते स्थितः ।
मनः संयम्य मच्चित्तो युक्त आसीत मत्परः ॥ [ ६–१४ ]
नात्यश्नतस्तु योगोऽस्ति न चैकान्तमनश्नतः ।
न चातिस्वप्नशीलस्य जाग्रतो नैव चार्जुन ॥ [ ६–१६ ]
युक्ताहारविहारस्य युक्तचेष्टस्य कर्मसु ।
युक्तस्वप्नावबोधस्य योगो भवति दुःखहा ॥ [ ६–१७ ]
यदा विनियतं चित्तं आत्मन्येवावतिष्ठते ।
निःस्पृहः सर्वकामेभ्यो युक्त इत्युच्यते तदा ॥ [ ६–१८ ]
यथा दीपो निवातस्थो नेंगते सोपमा स्मृता ।
योगिनो यतचित्तस्य युंजतो योगमात्मनः ॥ [ ६–१९ ]
यतो यतो निश्चरति मनश्चंचलमस्थिरम् ।
ततस्ततो नियम्यैतत् आत्मन्येव वशं नयेत् । [ ६–२६ ]

## अर्जुन उवाच

योऽयं योगस्त्वया प्रोक्तः साम्येन मधुसूदन ।
एतस्याहं न पश्यामि चंचलत्वात् स्थितिं स्थिराम् ॥ [ ६–३३]
चंचलं हि मनः कृष्ण प्रमाथि बलवत् दृढम् ।
तस्याहं निग्रहं मन्ये वायोरिव सुदुष्करम् ॥ [ ६–३४ ]

**श्रीभगवानुवाच**

असंशयं महाबाहो मनो दुर्निग्रहं चलम् ।
अभ्यासेन तु कौन्तेय वैराग्येण च गृह्यते ॥ [ ६–३५ ]
असंयतात्मना योगो दुष्प्राप इति मे मतिः ।
वश्यात्मना तु यतता शक्योऽवाप्तुमुपायतः ॥ [ ६–३६ ]

*

## ગીતાબોધ

આ અધ્યાયમાં પ્રાણાયામ આસનાદિની સ્તુતિ છે. પણ યાદ રાખવાનું છે કે તેની સાથે જ બ્રહ્મચર્યની એટલે બ્રહ્મને પામવાના યમ નિયમાદિના પાલનની આવશ્યકતા ભગવાને કહી છે. આસનાદિ એકલી ક્રિયાથી કદી સમત્વને ન પમાય એ સમજી લેવાની જરૂર છે. આસન પ્રાણાયામાદિ મનને સ્થિર કરવામાં, એકાગ્ર કરવામાં થોડીક મદદ કરે, જો તે હેતુથી તે ક્રિયાઓ થતી હોય તો. નહિ તો તેને બીજા શારીરિક વ્યાયામની જેમ સમજી તેની શરીર પૂરતી જ કિંમત આંકવી. શારીરિક વ્યાયામરૂપે પ્રાણાયામાદિનો બહુ ઉપયોગ છે અને વ્યાયામોમાં આ વ્યાયામ સાત્ત્વિક છે એમ મારી માન્યતા છે. શારીરિક દૃષ્ટિએ એ કેળવવા યોગ્ય છે. પણ તે વડે સિદ્ધિઓ મેળવવા અને ચમત્કારો જોવાને અર્થે આ ક્રિયાઓ કરાય છે, એથી લાભને બદલે હાનિ થતી મેં જોઈ છે.

[ અ૦ ૬ ઠ્ઠો ]

## મંજરી ૪૩ મી

# योगभ्रष्ट

[ જગતમાં આપણે ઘણી વાર જોઈએ છીએ કે માણસો મોટાં કાર્યો આદરે છે, પણ દૈવયોગે આદરેલાં અધૂરાં મૂકીને તેઓ ચાલી નીકળે છે. તેવા પ્રસંગે અર્જુનના જેવી જ આપણને સૌને નિરાશા થઈ આવે છે. કુદરતમાં શું ન્યાય જેવું કંઈ નથી જ? લાગણી જેવું કશું જ નથી? એમ આપણે વિમાસણમાં પડીએ છીએ. વિશેષે કરીને જ્યારે યોગભ્રષ્ટ પુરુષનો પોતાનો કશો દોષ આપણે દેખતા નથી ત્યારે તો આપણી નિરાશાનો પાર રહેતો નથી. તેના ઉત્સાહમાં ખામી નહિ, આવડતમાં ખામી નહિ, ભાવનામાં ખામી નહિ; તેણે નહિ શ્રમચોરી કરેલી, નહિ કાયરતા દાખવેલી. છતાં દૈવે કેમ રંગમાં ભંગ પાડ્યો? સ્વ. મહાદેવભાઈ પૂ. ગાંધીજીની સાથે કારાવાસમાં સિધાવેલા. કેવા ઉત્સાહમાં, કેવા ઉમંગમાં, કેવા જ્ઞાનપૂર્વક? ક્રૂર દૈવે એ કશાનો ખ્યાલ ન રાખ્યો અને તેમના આત્મપંખીડાને ઝડપી લીધું. આવું જોઈએ છીએ ત્યારે ક્ષણભર નિરાશાથી નાસ્તિક જ બની જવાય છે. જગતમાં કોઈ પરમેશ્વર જેવી વસ્તુ ન જ હોવી જોઈએ, સત્ય, પ્રેમ, ન્યાય જેવી વસ્તુઓ ન જ હોઈ શકે એવું માનવાનું મન થઈ જાય છે. જગત આપણને એક ભયંકર નરકસ્થાન જેવું લાગે છે. એવી અમંગળ ઘડીએ ગીતાજી આપણા કાનમાં મધુરી બંસરી વાય છે:—

न हि कल्याणकृत् कश्चित् दुर्गतिं तात गच्छति ।

અને તે સાંભળી આપણી નિરાશા ઊડી જાય છે, જીવન ફરીથી ઉત્સાહમય બને છે. ]

*

**રે થાકી હેઠે પડિયું.......એક પંખેરું,**
**રે ગગનમાર્ગથી ખરિયું....રે પંખેરું.**

સો ટોળા સંગ ચઢ્યું'તું....રે પંખેરું,
આનંદે ઊડયે જતું'તું........રે પંખેરું.
બહુ લાંબી લીધેલ વાટ....રે પંખેરું,
સાગર વન ગિરિના ઘાટ....રે પંખેરું.
એક ખરિયું તેમાં થાકી....રે પંખેરું,
જેની પાંખો હતીઓ કાચી....રે પંખેરું.
પથબાંધ્યાં[1] શું કરે અન્ય....રે પંખેરું ?
આ ત્રફડે નિર્જન વન....રે પંખેરું.
પગ ઊંચા લબડી પંખ....રે પંખેરું,
શિર ઠરડ્યું પહોળી ચંચ....રે પંખેરું.

*

ઘન ગગને ઘસમસ ધાતાં....રે વાદળાં,
ત્યાં અણુધાર્યો વા વાતા....રે વાદળાં.
એક વાદળી પડી અટૂલી....રે વાદળી,
ઓ ઓ ચાલી દળછૂટી....રે વાદળી.
વીલૂડી પામી નાશ....રે વાદળી,
નહિ ફરી આવનની આશ....રે વાદળી.
આ એવું એક વીલું[2]....રે પંખેરું,
જીવ ગયો તોય હજી લીલું[3]....રે પંખેરું.

*

શું જીવન અમ ઓલાશે....રે કેશવજી !
કોઈ ક્રૂર કાળ–ઉચ્છ્વાસે[4]....રે કેશવજી ?
મુજ પડયા ખડયાની આરત[5]....રે કેશવજી !
શું થશે ન કદી કૃતારથ....રે કેશવજી ?

મુજ અલ્પ જીવનનાં મંથન....રે કેશવજી !
શું રણવગડાનાં ક્રંદન....રે કેશવજી ?
આની અંત સમાની પાંખ....રે કેશવજી !
કેવી છેલ્લા યત્નની સાખ[૬]....રે કેશવજી !
એની જો આ ફાટેલ આંખ....રે કેશવજી !
કેવી હજુ ધ્યેય પર તાક[૭]....રે કેશવજી.
અમ અંત કાળનાં વલખાં[૮]....રે કેશવજી !
શું તે પણ તૃણશાં હલકાં....રે કેશવજી ?
અમ અલ્પ જનોની રાડ....રે કેશવજી !
નહિ સુણશો હૈયાફાડ....રે કેશવજી ?

*

ત્યારે કૃષ્ણે વાઈ મધુરી....રે બંસુરી,
માંહિ પ્રેમસૂરને પૂરી....રે બંસુરી.

*

કોઈ કરે અલ્પ કલ્યાણ....રે પ્રાણસખા—
એની ના હોય ના હોય હાણ....રે પ્રાણસખા !
કલ્યાણકરોના છેલ્લા....રે પ્રાણસખા—
યત્નો હું મૂલવું પહેલાં[૯]....રે પ્રાણસખા !
એનાં ખરતાં રોમે રોમ....રે પ્રાણસખા—
કરી ગયા જીવનનો હોમ....રે પ્રાણસખા !
નથી સૃષ્ટિ પાણી પથરા....રે પ્રાણસખા—
સૃષ્ટિ તો સત્કૃત નકરાં....રે પ્રાણસખા !
આવી અંતિમ શ્રદ્ધા ધૂન....રે પ્રાણસખા—
મારી સૃષ્ટિનું એ લૂણ[૧૦]....રે પ્રાણસખા !

એક પંખણીનો ત્રફડાટ....રે પ્રાણસખા—
એક વાદળીનો વિલયાટ[૧૧]....રે પ્રાણસખા—
હું વીણી વીણી સંભાળું....રે પ્રાણસખા!
તે પુણ્યે સૃષ્ટિ પાળું....રે પ્રાણસખા!
એક શિશુની ડગમગ પગલી....રે પ્રાણસખા!
એક કવિ-ઉક્તિ અણઊકલી[૧૨]....રે પ્રાણસખા!
હું વીણી વીણી સંભાળું....રે પ્રાણસખા!
એ પુણ્યે સૃષ્ટિ પાળું....રે પ્રાણસખા!
એક જાત્રી અધવચ ટૂટ્યો[૧૩]....રે પ્રાણસખા!
એક બેડો[૧૪] મધજળ બૂડ્યો....રે પ્રાણસખા!
હું વીણી વીણી સંભાળું....રે પ્રાણસખા!
એ પુણ્યે સૃષ્ટિ પાળું....રે પ્રાણસખા!
એક ખેડુ આશાભંગ[૧૫]....રે પ્રાણસખા!
એક શૂર વહ્યો રણગંગ[૧૬]....રે પ્રાણસખા!
હું વીણી વીણી સંભાળું....રે પ્રાણસખા!
એ પુણ્યે સૃષ્ટિ પાળું....રે પ્રાણસખા!
એક યોગી યોગ-પછાડ્યો....રે પ્રાણસખા!
એક તપિયો તપસા-દાઝ્યો[૧૭]....રે પ્રાણસખા!
હું વીણી વીણી સંભાળું ....રે પ્રાણસખા!
એ પુણ્યે સૃષ્ટિ પાળું....રે પ્રાણસખા!
એક ભક્તનયનિયું ઝીણું....રે પ્રાણસખા!
ગીતા-વર્ષણથી ભીનું....રે પ્રાણસખા!
હું વીણી વીણી સંભાળું....રે પ્રાણસખા!
એ પુણ્યે સૃષ્ટિ પાળું....રે પ્રાણસખા!

**કોઈ કરે અલ્પ કલ્યાણ....રે પ્રાણસખા!**
**એની કેમ થવા દઉં હાણ....રે પ્રાણસખા?**

*

**એમ કૃષ્ણે વાઈ મધુરી....રે બંસુરી,**
**ગીતાના સૂરો પૂરી....રે બંસુરી.**

## શબ્દાર્થ

૧. પથબાંધ્યાં=જેઓને માટે મુકરર કરેલા પંથથી ચળવું શકય નથી એવાં.
૨. વીલું=એકલું, આધારવિહોણું.
૩. લીલું=તાજું.
૪. કાળ-ફુત્કારે=કાળના સુસવાટામાં.
૫. આરત=આર્તવાણી, દુઃખની ચિચિયારી.
૬. આની અંત સમાની—સાખ રે=એ પક્ષીની પસરેલી પાંખ પરથી જોઈ શકાય છે કે તેણે મરણની ઘડી સુધી ઊડવાનો પ્રયત્ન છોડયો નહોતો.
૭. એની જો આ—તાક રે=પંખીના મુડદાની આંખ, જે દૂર દેશ જવા તે નીકળેલું તેની દિશામાં તાકી રહેલી જણાય છે, તે બતાવે છે કે મરતાં સુધી તેના મનમાં એ દૂર દેશનું જ રટણ હતું.
૮. વલખાં=તડફડાટ, પ્રયત્ન.
૯. કલ્યાણકરોના—પહેલા રે=જીવનના સામાન્ય દિવસોમાં કરેલી મહેનત કરતાં જીવનના છેલ્લા શ્વાસ લેતાં કરેલી મહેનતની કિંમત મારે મન વધારે છે.
૧૦. સૃષ્ટિનું લૂણ=જગતનો સાર. રસોઈ લૂણ અથવા મીઠા વિનાની ફીકી થઈ જાય તેવું જગત જેના વિના નીરસ બની જાય.
૧૧. વિલયાટ=વિલય પામવું, અદૃશ્ય થવું.
૧૨. કવિ-ઉક્તિ અણ-ઊકલી=કોઈ કવિએ બહુ ભાવનાથી રજુ કરેલું એકાદ અસ્પષ્ટ વચન, જે સુંદર લાગે છે પણ જેને સમજાવનાર કોઈ રહ્યું નથી.

૧૩. હૂટચો=થાકીને બેસી પડેલો.

૧૪. બેડાં=વહાણ.

૧૫. ખેડુ આશાભંગ=જેણે આશાભેર ખેતી કરી પણ અણધારી આફતમાં તેનું ફળ ઝડપાઈ ગયું છે એવો ખેડુ.

૧૬. વહ્યો રણગંગ=યુદ્ધરૂપી ગંગામાં તણાઈ ગયેલો, રણક્ષેત્રમાં મરણ પામેલો.

૧૭. તપસા — દાઝચો=તપ કરતાં દાઝી ઊઠેલો, તપની ગરમી સહન ન કરી શકેલો.

*

## ભગવદ્‌ગીતા

### अर्जुन उवाच

अयतिः श्रद्धयोपेतो योगाच्चलितमानसः ।
अप्राप्य योगसंसिद्धिं कां गतिं कृष्ण गच्छति ॥ [ ६–३७ ]
कच्चिन्नोभयविभ्रष्टः छिन्नाभ्रमिव नश्यति ।
अप्रतिष्ठो महाबाहो विमूढो ब्रह्मणः पथि ॥ [ ६–३८ ]

### श्रीभगवानुवाच

पार्थ नैवेह नामुत्र विनाशस्तस्य विद्यते ।
न हि कल्याणकृत् कश्चित् दुर्गतिं तात गच्छति ॥ [ ६–४० ]

## મંજરી ૪૪ મી

# मणिगण

[ હરિજન નથી થયો તું રે—એ લયમાં ]

મણિગણ[1] અમે બધાં રે, સૌમાં સાંધણ તું એક સૂતર;
અણુતૂટ રહો સદા રે, અમારું અંતર–બાંધણ[2] સૂતર.
ચેતન–જડ તુજ સૂત્રે બાંધ્યાં,
તેજ–તિમિર તુજ સૂત્રે સાંધ્યાં,
વિરાટ–અણુ તુજ સૂત્રે ગાંઠ્યાં,
અંધા અમે[3] કપૂતર—
મણકા છૂટી પડ્યા રે, છોડી બેઠાં તારું સૂતર.
મણિગણ અમે બધાં રે, સૌમાં સાંધણ તું એક સૂતર. ૧

સૂર્ય, ચંદ્ર ને ઝગતા તારા,
ધ્રુવ મેરુથી ગ્રંથિત માળા,[4]
અંતરીક્ષ શી ફરે સુતાલા ![5]
આડા અમે કપૂતર—
મણકા ખરી પડ્યા રે, તોડી બેઠાં તારું સૂતર.
મણિગણ અમે બધાં રે, સૌમાં સાંધણ તું એક સૂતર. ૨

દિન રજની ને રંગીન સંધ્યા,
પાવન વર્ષા, પુલક વસંતા,[6]
સૂત્રે સોહત સુભગ સુનંદા ![7]

ગંદા અમે કપૂતર—
મણુકા જુદા પડચા રે, ખોઈ બેઠાં તારું સૂતર.
મણિગણ અમે બધાં રે, સૌમાં સાંધણ તું એક સૂતર. ૩

હાલક ડોલક સમ સમૂદર,
સરતી સરિતા, શાંત સરોવર,
સૂત્ર-ગ્રથિત વનજટિલ ભૂધર ![૮]

ફોગટ અમે કપૂતર—
મણુકા ફૂટી પડચા રે, ફેડી બેઠાં તારું સૂતર.
મણિગણ અમે બધાં રે, સૌમાં સાંધણ તું એક સૂતર. ૪

જલચર ને સ્થળચર ને ખેચર,
કીટ, ભ્રમર, મૃગરાજ ભયંકર,
સૌનાં જીવન સૂત્ર-અનુસર !

માનવ અમે કપૂતર—
મણુકા મહા ભૂંડા રે, ભૂલી બેઠાં તારું સૂતર;
મણિગણ અમે બધાં રે, સૌમાં સાંધણ તું એક સૂતર. ૫

પ્રાણી પદારથ ખાવા ધાયા,
માંહોમાંહે લડી ધરાયા,
હું હું કરી[૯] તવ સૂત્રો કાપ્યાં !

પાપી અમે કપૂતર—
મણુકા ઊડી પડચા રે, હારી બેઠાં તારું સૂતર.
મણિગણ અમે બધાં રે, સૌમાં સાંધણ તું એક સૂતર. ૬

ગીતાપુટ ગીતાપુટ ઉપર,
પાઈ પાઈ[૧૦] દૃઢ કરેલ સૂતર,
મણુકા રચી રચી પરોવ ભીતર,

વીણી વીણી બધા કપૂતર—
મણકા મળી જશે રે, હરિ! તુજ હાર થશે એક સુંદર!
મણિગણ અમે બધાં રે, સૌમાં સાંધણ તું એક સૂતર. ૭

**શબ્દાર્થ**

૧. મણિગણ=માળાના મણકાઓ.
૨. અંતર—બાંધણ=એક બીજાનાં હૃદયોને એક બંધને બાંધનાર આત્મા.
૩. અમે=અમે માનવીઓ.
૪. ધ્રુવ—માળા=આકાશનાં સર્વ નક્ષત્રો ધ્રુવની આસપાસ ફરતાં હોવાથી તારાઓ તે માળાના મણકા અને ધ્રુવ તે માળાનો મેરુ ભાસે છે.
૫. સુતાલા=સુંદર તાલ સાથે.
૬. પુલક વસંતા=મહોરેલી વસંત ઋતુ.
૭. સુભગ સુનંદા=રમ્ય અને આનંદકારી.
૮. વનજટિલ ભૂધર=વનોરૂપી જટાવાળા પહાડો.
૯. હું હું કરી=અહંકારથી
૧૦. ગીતાપુટ—પાઈ પાઈ=મીણના પુટ ચડાવી સૂતરને મજબૂત કરવામાં આવે છે તેમ ગીતાના પુટો ઉપરાઉપરી પાઈને.

*

**ભગવદ્‌ગીતા**

मत्तः परतरं नान्यत् किंचिदस्ति धनंजय ।
मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव ॥ [ ७–७ ]
दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया ।
मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते ॥ [ ७–१४ ]
न मां दुष्कृतिनो मूढाः प्रपद्यन्ते नराधमाः ।
माययापहृतज्ञाना आसुरं भावमाश्रिताः ॥ [ ७–१५ ]

મંજરી ૪૫ મી

## अन्त – स्मरण

[ 'જન્મ તેરા બાતોંમેં બીત ગયા'—ના લયમાં ]

અર્જુન બોલ્યા:

રે કૃષ્ણ ! તારું એક વચન મન વસ્યું[1],
સ્મરી સ્મરી અંતર હસ્યું. રે કૃષ્ણ૦
" પ્રયાણ કાળે જ્યાં મન મહાલે,
તે શું એક અમે થશું." રે કૃષ્ણ૦
આખર ઘડીએ જો તુજ સ્મરીએ;
ચિન્તા કારણ કશું ?[2] રે કૃષ્ણ૦

કવિવચન

ભોળાની સુણી ભોળી યુક્તિ,
કૃષ્ણ ચંદ્રમુખ હસ્યું. રે કૃષ્ણ૦

શ્રીભગવાન બોલ્યા:

ભલા ! હું તારે અંત સમય ક્યાં વસું ?
વિશ્વાસે રહી ફસું.[3] ભલા૦
જીવન આખું અણુ મને ખસેડી,
અન્ય રસે જો ડસ્યું,[4] ભલા૦
અંતકાળ મૃગબાળ ભરત ભજી,
જન્મ ધર્યો મૃગપશુ.[5] ભલા૦
પૂછી જો અનુભવ યતિઓના,
જેને ઉર હું લસું.[6] ભલા૦
જન્મ જન્મનાં બ્રહ્મચર્ય ચરી,
જીવન કેઈ પેર કસ્યું. ભલા૦
અન્ત-સ્મરણ જો સુલભ ઇચ્છ તો,
ગીતા ચર શ્વસુશ્વસુ.[7] ભલા૦

## શબ્દાર્થ

૧. મન વસ્યું=મને ગમી ગયું છે.
૨. આખર ઘડીએ — કશું ?=મરણ વખતે તને યાદ કરીશું એટલે અમારો બેડો પાર છે. જીવનમાં બધો વખત તારું સ્મરણ ન રહે તેથી અમારું કંઈ બગડવાનું નથી.
૩. વિશ્વાસે રહી ફસું=તું આખર ઘડીએ મારું સ્મરણ કરશે એવા વિશ્વાસે રહું તો હું ફસાઉં એમ લાગે છે, તે ઘડીએ તું સ્મરણ કરે એવાં તારાં લક્ષણ દેખાતાં નથી.
૪. ઠસ્યું=ઠાંસી ઠાંસીને ભર્યું.
૫. અંતકાળ — મૃગપશુ=ભરત મુનિએ અંતકાળ વખતે હરણના બચ્ચામાં જીવ રાખ્યો તેથી તેમને હરણનો — પશુનો અવતાર મળ્યો, જો કે આખો જન્મ એમણે ઈશ્વરચિન્તનમાં ગાળ્યો હતો.
૬. લસું=વિલસું છું, રહું છું.
૭ ગીતા — શ્વસુ=શ્વાસ શ્વાસમાં ગીતાના સિદ્ધાન્તને અનુસરતું જીવન ગાળ.

*

## ભગવદ્‌ગીતા

अन्तकाले च मामेव स्मरन् मुक्त्वा कलेवरम् ।
यः प्रयाति स मद्भावं याति नास्त्यत्र संशयः ॥ [ ८–५ ]
यं यं वापि स्मरन् भावं त्यजत्यन्ते कलेवरम् ।
तं तमेवैति कौन्तेय सदा तद्भावभावितः ॥ [ ८–६ ]
तस्मात् सर्वेषु कालेषु मामनुस्मर युध्य च ।
मय्यर्पितमनोबुद्धिर्मामेवैष्यस्यसंशयम् ॥ [ ८–७ ]
यदक्षरं वेदविदो वदन्ति
विशंति यत् यतयो वीतरागाः ।
यदिच्छंतो ब्रह्मचर्यं चरन्ति
तत्ते पदं संग्रहेण प्रवक्ष्ये ॥ [ ८–११ ]
अनन्यचेताः सततं यो मां स्मरति नित्यशः ।
तस्याहं सुलभः पार्थ नित्ययुक्तस्य योगिनः ॥ [ ८–१६ ]

મંજરી ૪૬ મી

# आत्माथी पण अदकां

[ 'દુઃખિયાનો વિસામો રે'—ને મળતો રાગ ]

સૌએ મારે સરખાં રે, નહિ વહાલાં નહિ દવલાં[1] રે,
માને જેવાં છોરાં આપણાં.[2]
તોયે કંઈ કંઈ અદકાં રે, દીન ને મારાં દૂબળાં રે,
માને જેવાં છોરાં નાનડાં.
અને આત્માથી પણ અદકાં રે, મને ભક્તો મારાં વહાલાં રે,
માને જેવાં છોરાં કામણાં.[3]
અરે એનામાં હું તાણો રે, અને મારામાં એ વાણો રે,
છેક રહ્યાં નહિ જુદાપણાં.
રે ના જોઉં કાણો કૂબડો રે, હું ના જોઉં સ્ત્રી કે શૂદરો રે[4],
ભક્તો મારે સકળગુણા.
ભલે હોય કાલનો પાપી રે,[5] હું મસ્તક પર દઉં થાપી રે,
બાળે પાપો ભક્તિતાપણાં.[6]
મારી ગીતા તે કોણ ઝીલે રે ? મારો કર્મયોગ કોણ ચાલે રે ?[7]
ભક્તો ! તમથી મારી પ્રીછના.[8]

શબ્દાર્થ

૧. દવલાં=અપ્રિય, અળખામણાં.
૨. આપણાં=પોતાનાં.
૩. કામણાં=કમાઉ.
૪. શુદરો=શૂદ્ર (આ બહુવચન નથી, પણ શદ્રનું ગામઠી રૂપ છે, તેનો ઉચ્ચાર 'ભૂતડો' શબ્દના જેવો કરવો.)
૫. કાલનો પાપી=ગઈ કાલ સુધીનો, એટલે હજી હમણાં હમણાં સુધીનો.
૬. તાપણાં=અગ્નિ.

૭. ચાલે=આચારમાં ઉતારે.
૮. પીછના=કદર ( આંખવું ઉપરથી આંખના તેવું પીછવું ઉપરથી પીછના.)

*

## ભગવદ્‌ગીતા

चतुर्विधा भजन्ते मां जनाः सुकृतिनोऽर्जुन ।
आर्तो जिज्ञासुरर्थार्थी ज्ञानी च भरतर्षभ ॥ [ ७–१६ ]
तेषां ज्ञानी नित्ययुक्तः एकभक्तिर्विशिष्यते ।
प्रियो हि ज्ञानिनोऽत्यर्थम् अहं स च मम प्रियः ॥ [ ७–१७ ]
उदाराः सर्व एवैते ज्ञानी त्वात्मैव मे मतम् ।
आस्थितः स हि युक्तात्मा मामेवानुत्तमां गतिम् ॥ [ ७–१८ ]
समोऽहं सर्वभूतेषु न मे द्वेष्योऽस्ति न प्रियः ।
ये भजन्ति तु मां भक्त्या मयि ते तेषु चाप्यहम् ॥ [ ९–२९ ]
अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक् ।
साधुरेव स मंतव्यः सम्यक् व्यवसितो हि सः ॥ [ ९–३० ]

*

## ગીતાબોધ

......કોઈ પોતાનું દુઃખ મટાડવા મને ભજે છે, કોઈ મને ઓળખવાની ઇચ્છાથી ભજે છે, કોઈ કંઈક મેળવવાની ઇચ્છાથી ભજે છે, અને કોઈ કર્તવ્ય સમજી જ્ઞાનપૂર્વક મને ભજે છે. મને ભજવો એટલે મારા જગતની સેવા કરવી. તેમાં કોઈ દુઃખને માર્યે, કોઈ કંઈ લાભ મેળવવા, કોઈ ચાલો જોઈએ શું થાય છે એમ સમજી સેવા કરે છે, ને કોઈ સમજપૂર્વક, તે વિના રહી જ ન શકે તેથી, સેવાપરાયણ રહે છે. આ છેલ્લા મારા જ્ઞાની ભક્ત છે ને મને બધાં કરતાં વધારે પ્રિય છે, એમ કહેવાય. અથવા કહો કે મને વધારેમાં વધારે ઓળખે છે ને મારી નજીકમાં નજીક છે.

[ અ૦ ૭ મો. ]

મંજરી ૪૭ મી

# ક્ષીણે પુણ્યે

[ 'ક્યોં સોયા ગફલત કા માતા'—ની લયમાં ]

ખર્યો અરેરે દેવ સ્વર્ગનો,[1] શોક કરો અર્જુન રે!
આખર તેજ ગયું, તપ ખૂટ્યું, પુણ્ય થયું છે ક્ષીણ રે. ૧
દીપ કોડિયું ફેંક્યું ગૃહિણી, શોક કરો અર્જુન રે!
આખર ટૂટ્યું ફૂટ્યું બૂઝ્યું, તેલ થયું છે ક્ષીણ રે. ૨
યજ્ઞો કીધા દાનો દીધાં, ઠીક વધાર્યું પુણ્ય રે;
પુણ્ય વેચી જો ભોગ ખરીદ્યા, આખર જીવન શૂન્ય રે. ૩
સુખ ને સ્વર્ગથી અવશ્ય એક દિન, વહેલું મોડું પતન રે;
મુજ પ્રીત્યર્થે ખર્ચી કરી લે, ધનને પુણ્ય તું ધન્ય રે.[2] ૪
સ્વર્ગ મળે વા રાજ્ય મળે, વા ફળ વા ફૂલ વા પર્ણ રે;
ભૂતહિતારથ હવન કરી દે,—જીવનસૂત્ર સુવર્ણ રે.[3] ૫
ચોરીશ મા એક શ્વાસે અર્જુન! શા સ્વાર્થે થા દીન રે![4]
યોગક્ષેમ[5] કરનારો હું છું, રહે ગીતારસ-લીન રે. ૬

### શબ્દાર્થ

૧. દેવ સ્વર્ગનો=આકાશનો તારો.
૨. સુખ—ધન્ય રે=દુનિયાનું સુખ આપનાર ધન તેમ જ સ્વર્ગસુખ આપનાર પુણ્ય બન્ને મોડાં વહેલાં ખૂટવાનાં જ છે, તો તેનો ઉપયોગ ભોગવિલાસમાં શા માટે કરવો? ઈશ્વરને અર્થે જ તે બધાં લૂંટાવીને સાર્થક કરી દે.
૩. જીવનસૂત્ર સુવર્ણ રે=એ જીવનનું સુવર્ણસૂત્ર છે, સર્વોપરિ નિયમ છે.

૪. ચોરીશ મા—હીન રે=સેવા કરતાં તને શા માટે અમચોરી કરવાનું મન થાય છે? તારી મૂડી સાચવી રાખવાની કૃપણતા તારામાં કેમ આવે છે? શું તને ભવિષ્યમાં ગુજરો ક્યાંથી ચાલશે એની ચિન્તા પડી છે?

૫. યોગક્ષેમ=ગુજરો.

*

### ભગવદ્ગીતા

त्रैविद्या मां सोमपाः पूतपापाः
यज्ञैरिष्ट्वा स्वर्गतिं प्रार्थयन्ते ।
ते पुण्यमासाद्य सुरेन्द्रलोकम्
अश्नन्ति दिव्यान् दिवि देवभोगान् ॥ [ ९–२० ]
ते तं भुक्त्वा स्वर्गलोकं विशालम्
क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति ।
एवं त्रयीधर्ममनुप्रपन्नाः
गतागतं कामकामा लभन्ते ॥ [ ९–२१ ]
अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥ [ ९–२२ ]

## મંજરી ૪૮મી

# पत्र पुष्प

[ ૧. પુષ્કળ ધન માલ હોય તે જ ભક્ત થઈ શકે એવું નથી. પુષ્કળ શરીરબળ હોવું અને અપાર બુદ્ધિબળ હોવું એ પણ ભક્તિ માટે આવશ્યક શરત નથી. તેના વિના પણ મનુષ્ય ભક્ત બની શકે છે, પોતાના આત્માનો વિકાસ સાધી શકે છે. ભગવાનની પાસે ભાવ-ભક્તિની કિંમત છે, પૂજાપાની નહિ.

આ વિચાર સર્વે સામાન્ય શક્તિના મનુષ્યોને ઉત્સાહ આપનારો છે. જો ધનબળિયા, તનબળિયા અને બુદ્ધિબળિયાનાં જીવનો જ સફળ થઈ શકે એવો ઈશ્વરી નિયમ હોત તો આ સંસાર એક મહાન નિરાશાનું ધામ બની રહેત.

૨. આપણાં કર્મો એ જ ભગવાનનો ખોરાક હોઈ જો આપણે આળસુ રહીશું તો આપણા સરજનહારને ભૂખે મારવાનું પાપ આપણે વહોરીશું. આપણી પાસે પકવાનો આપવાની શક્તિ ન હોય તેથી આપણે આપણા માલીકને ભૂખે મારીએ એ કેવું કહેવાય? અને પકવાનો કંઈ રોજનો ખોરાક નથી. રોજના તો રોટલા જ હોય. અરે રોટલા ન મળે તો યે આપણે જે મળે તે તેને જમાડીએ — આછી રાબડી પણ તેને મીઠી લાગશે, જો તેમાં આપણા હૃદયનો પ્રેમ ભેળવશું તો. ]

*

**શ્રી ભગવાન બોલ્યા:**

પત્ર, પુષ્પ, ફળ, ચાપું પાણી,[1]
પ્રેમ સહિત પ્રેમીજન અર્પિત,
આરોગું હું અમૃત જાણી. પત્ર૦
અન્ન ખાઉં નહિ, નીર પીઉં નહિ,
કર્મ ખાદ્ય મુજ, કર્મ જ પાણી.[2] પત્ર૦
હોમ, હવન, ધન–પ્રદાન, પૂજન,
મોટાંના ઘરની મિજબાની. પત્ર૦

ખેડ–ખોદ–ખણુ, કાંત–પીંજ–વણુ,
દૈનિક મુજ સાત્ત્વિક સ્થિર વાની.[3] પત્ર૦
ભક્તનું હરવું, ભક્તનું ફરવું,
ભક્તનું રમવું, ભક્તનું જમવું,[4]
પ્રિય થકી પ્રિય મુજ મધુર ઉજાણી. પત્ર૦
ભાવ ભક્તિ–ભર, લાજ તજી ધર,[5]
પત્ર, પુષ્પ, ફળ, ચાપું પાણી. પત્ર૦

કવિવચન

ગાઓ ગીતા, જીવો ગીતા,[6]
ભૂખ ભાંગવા ભગવંતાની. પત્ર૦

### શબ્દાર્થ

૧. ચાપું પાણી=પાણીની અંજલિ.
૨. કર્મ—પાણી=પ્રાણીઓ જે કર્મો કરે છે એ જ મારો ખોરાક છે, (તે વડે જ સૃષ્ટિ નભે છે.)
૩. ખેડ—વાની=મારું રોજનું સાદું સાત્ત્વિક અને શક્તિ આપનારું ભોજન લોકોના રોજના સામાન્ય કામધંધાઓ છે, જેવાં કે ખેડવું, ખોદવું, ગોડવું, કાંતવું, પીંજવું, વણવું.
૪. ભક્તનું હરવું—જમવું=ભક્તની સામાન્ય ચેષ્ટાઓ.
૫. ભાવભક્તિ—ધર=પૂરા ભાવભક્તિપૂર્વક અને આવો તુચ્છ નૈવેદ્ય કેમ ધરું એવી લાજ રાખ્યા વિના, મારી પાસે રજૂ કર.
૬. જીવો ગીતા=ગીતામય જીવન જીવો.

*

### ભગવદ્ગીતા

पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति ।
तदहं भक्त्युपहृतम् अश्नामि प्रयतात्मनः ॥ [ ९–२६ ]
यत् करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ।
यत्तपस्यसि कौन्तेय तत्कुरुष्व मदर्पणम् ॥ [ ९–२७ ]

મંજરી ૪૯ મી

## भगवाननी भाषा

[ભગવાનની માયા ક્રૂર થઈ આપણા જ્ઞાનને ઝાંખું કરી નાખે છે એમ કહેવું બરાબર નથી. આપણે ભગવાનને તજીને પોતાને અર્થે જ જીવીએ છીએ ત્યારે જ આપણી બુદ્ધિ ઝાંખી થાય છે. જો ભગવાનને અર્થે જીવન ગાળીએ તો તે તો સદાય આપણને બુદ્ધિયોગ આપે છે, ઝગઝગતા જ્ઞાનદીપ વડે આપણો માર્ગ પ્રકાશિત કરે છે.

ભગવાન મોઢેથી બોલીને આપણને માર્ગ બતાવતો નથી, પણ તેની અનંત વિભૂતિઓ આપણને સદા સાવધાન કરી જ રહી છે. ભગવાન સામાન્ય ભાષામાં બોલતો હોત તો આપણે તેની ભાષા ભણવી પડત. વિભૂતિઓની ભાષા ભણવી પડતી નથી. નાનું બાળક પણ તે સમજી શકે છે, અભણ ગામડિયો પણ તે સમજી શકે છે, જો તેના હૃદયમાં ભક્તિ હોય, જો તે ભગવાનને અર્થે જીવન ગાળતો હોય.]

*

પુનિત ઉષા કેરા રાગ, સંભળાવું સુહાગ,[1]
તોય કેમ નહિ કેમ તાત! જાગે નહીં?
તને માતાના હાથ[2] મધુર લાગે નહીં?
મારા માતા શા હાથ મધુર લાગે નહિ? ૧
હું જ આદિત્ય આપ, બની રોજ તપું તાપ,
તોય જાગીને કેમ કામ આપે નહીં?
તને બાપનો પ્રતાપ[3] અંગ વ્યપા નહીં?
મારો બાપ શો પ્રતાપ અંગ વ્યાપે નહિ? ૨

હું જ હિમગિરિરાજ, હું જ સાગર જલરાજ,
રોજ જોય તોય કેમ નમ્ર લાગે નહીં ?
તારો ગર્વ અલ્પ શું વિરાટ આગે નહીં ?
તને ગર્વ ધારતાં શું લાજ લાગે નહીં ? ૩

હું જ જમુના ને ગંગ, કરું તૃપ્ત રાય રંક,
તોય અંગનું તું કૃપણપણું ત્યાગે નહીં !
તને ગંગનો ઉદાર રંગ લાગે નહીં !
ભૂતહિતનો ઉદાર રંગ લાગે નહીં ! ૪

કુરુક્ષેત્રને મેદાન, હું જ ધ્વજનો હનુમાન,[४]
તોય રામનો સિપાઈ નિજ માને નહીં !
યુદ્ધ રામનું—ન તારું કેમ જાણે નહીં ?[૫]
કેમ આજ્ઞા શ્રીરામની તું માને નહીં ? ૫

અહીં[૬] ધર્મ ધર્મપ્રાણ, તહીં[૭] ભીષ્મ વીર્યવાન,
બેઉ મારાં સ્વરૂપ કેમ જાણે નહીં ?
મોહ મૂકીને શૌર્ય કેમ આણે નહીં ?
કલૈબ્ય દાખતાં તું લાજ કેમ આણે નહીં ? ૬

બની વસુદેવપુત્ર, મેં જ ધર્યાં રથસૂત્ર,
તારાં જીવનનાં સૂત્ર કેમ સોંપે નહીં ?
મને જીવનનો સૂત્રધાર સ્થાપે નહીં ?
સૂત્ર સોંપતાં કરાંગુલિ કાં કાંપી રહી ? ૭

નજર નાખે ત્યાં ઊભી, કોઈક મારી વિભૂતિ,
તને આપે ધર્મબુદ્ધિ સ્પષ્ટ ભાષા મહીં,
એથી અધિક સ્પષ્ટ ભાષા તણી આશા કહીં ?
એથી સોંસરા સંદેશાની આશા નહીં. ૮

શાને જોવું બહાર સુધી? તારી ભીડ બેઉ દૃષ્ટિ,
મારી છૂપી વિભૂતિ તારી છાતી મહીં,
કાન માંડ તો ગીતાની ગીતિ બાજી રહી;
નાખ જીવન એ ગીતિ તણી સંગતિ મહીં.[૮] ૯

મિત્ર હો તો પાર્થ! ઊઠી, મારી ટાળ અપકીર્તિ,
મેં તો માયાથી બુદ્ધિ કો'ની લૂંટી નહીં,[૯]
ભક્ત કાજ જો વિભૂતિ કોટિ કોટિ રહી,
ભક્તની જ જન્મબોલીમાં[૧૦] પ્રબોધી રહી. ૧૦

## શબ્દાર્થ

૧. સુહાગ=માતાના હળવા હાથ ફરતા હોય એવા પ્રભાત સમયના શાન્ત રાગ.
૨. માતાના હાથ=ભગવાનના માતા જેવા હેતાળ હાથ.
૩. બાપનો પ્રતાપ=ભગવાનનો બાપ સમો કડક પ્રભાવ.
૪. ધ્વજનો હનુમાન=તારા રથ પર ફરકતા ધ્વજમાં અંકિત હનુમાન.
૫. યુદ્ધ — જાણે નહીં=હનુમાન પોતાને ભૂલી રામના દાસરૂપે બધાં કામ કરતા તેમ તું આ યુદ્ધ પણ પોતાને ભૂલીને અને રામની આજ્ઞા માનીને કેમ કરતો નથી?
૬. અહીં=આ સેનામાં.
૭. તહીં=સામી સેનામાં.
૮. નાખ — સંગતિ મહીં=તારું જીવન ગીતાના સૂરની સંગતિમાં–મેળમાં રાખ, એટલે કે અનાસક્તિમય બનાવ
૯. મેં તો — લૂંટી નહીં=મેં (ભગવાને) પોતાની માયા પાથરીને સૌની બુદ્ધિ બહેરી કરી દીધી છે, એવો આક્ષેપ મારા ઉપર થાય છે તે ખોટો છે.
૧૦. ભક્તની જ જન્મબોલી=હૃદયની ભાષા, કુદરતની ભાષા, કે જે ભક્તો માતૃભાષાની જેમ તરત સમજી જાય છે, પછી ભલે તેઓ ગમે તે દેશના કે કાળના હોય.

## ભગવદ્ગીતા

तेषां सततयुक्तानां भजतां प्रीतिपूर्वकम् ।
ददामि बुद्धियोगं तं येन मामुपयान्ति ते ॥ [ १०–१० ]
तेषामेवानुकंपार्थम् अहमज्ञानजं तमः ।
नाशयाम्यात्मभावस्थो ज्ञानदीपेन भास्वता ॥ [ १०–११ ]
अहमात्मा गुडाकेश सर्वभूताशयस्थितः । [ १०–२० ]
आदित्यानामहं विष्णुर्ज्योतिषां रविरंशुमान् । [ १०–२१ ]
सरसाम् अस्मि सागरः । [ १०–२४ ]
स्थावराणाम् हिमालयः । [ १०–२५ ]
स्रोतसामस्मि जाह्नवी । [ १०–३१ ]
वृष्णीनां वासुदेवोऽस्मि । [ १०–३७ ]
यद्यत् विभूतिमत् सत्त्वं श्रीमदूर्जितमेव वा ।
तत्तदेवावगच्छ त्वं मम तेजोंऽशसंभवम् ॥ [ १०–४१ ]

મંજરી ૫૦ મી

# છેલ્લી માત્રા

[બધાં ઔષધો હારે ત્યારે વૈદ્યો છેવટની મહામાત્રા આપે છે. તે એટલી જલદ હોય છે કે તે કાં તો રોગીને પૂરો કરે, કાં તો તેની કાયા કાંચન જેવી કરે. એમ જ્યારે અર્જુનની અશ્રદ્ધા ભગવાનની બધી દલીલોને પી ગઈ ત્યારે એમણે તેની આગળ પ્રત્યક્ષ પ્રમાણ રજુ કર્યું, પોતાનું કાળસ્વરૂપ બતાવ્યું, એટલે કે વિશ્વમાં શું ચાલી રહ્યું છે તેનું એકી નજરે તેને દર્શન કરાવ્યું, જેથી હવે પછી શું થવાનું છે અને તેમાં પોતાનો ધર્મ શો છે એની તેને પોતાની મેળે સમજણ પડી જાય.]

*

['મારે ઘેર આવજો માવા' ને મળતો રાગ.]

રોગી! તારી આખરી યાત્રા,
વૈદ્યે કાઢી છેલ્લી માત્રા!
ઔષધો પી પી ઊલટા વાધ્યા,
રોગની વેલને કાંટા.[1] રોગી૦
રોગ નહિ કાં તો વૈદ્ય નહિ,
એણે આગથી આંજ્યાં નેત્ર.[2] રોગી૦
કાળના કાનને આમળ્યા,
તારો વૈદ્ય વિલક્ષણ પાત્ર.[3] રોગી૦
બળિયા[4] બાથંબાથ આવ્યા,
તારી છાતી કરી રણક્ષેત્ર. રોગી૦
હાડનો ભૂકો થાઓ કે કાં તો,
થાઓ વજ્જર ગાત્ર. રોગી૦
હસતું રમતું રૂપ તજી,
હરિ થાય છે વિશ્વવિરાટ. રોગી૦

છાતીને કઠણ રાખજે,
હૈયે રાખજે ગીતા માતા. રોગી૦

**શબ્દાર્થ**

૧. ઔષધો—કાંટા=જેમ જેમ દવાઓ વધારે પીધી તેમ તેમ રોગ શાંત થવાને બદલે કોપતો જ ગયો.
૨. એણે—નેત્ર=વૈદ્યે ક્રોધાગ્નિથી આંખો લાલ કરી.
૩. વિલક્ષણ પાત્ર=કોઈ જોવા જેવું પૂતળું છે.
૪. બળિયા=બે બળવાન મલ્લો—એક રોગ અને બીજો વૈદ્ય.

*

**ભગવદ્ગીતા**

**अर्जुन उवाच**

दंष्ट्राकरालानि च ते मुखानि
दृष्ट्वैव कालानलसंनिभानि ।
दिशो न जाने न लभे च शर्म
प्रसीद देवेश जगन्निवास ॥ [ ११–२५ ]

**श्रीभगवानुवाच**

कालोऽस्मि लोकक्षयकृत् प्रवृद्धो
लोकान् समाहर्तुमिह प्रवृत्तः ।
ऋतेऽपि त्वां न भविष्यन्ति सर्वे
येऽवस्थिताः प्रत्यनीकेषु योधाः ॥ [ ११–३२ ]
तस्मात् त्वमुत्तिष्ठ यशो लभस्व
जित्वा शत्रून् भुंक्ष्व राज्यं समृद्धम् ।
मयैवैते निहताः पूर्वमेव
निमित्तमात्रं भव सव्यसाचिन् ॥ [ ११–३३ ]
द्रोणं च भीष्मं च जयद्रथं च
कर्णं तथाऽन्यानपि योधवीरान् ।
मया हतांस्त्वं जहि मा व्यथिष्ठाः
युध्यस्व जेताऽसि रणे सपत्नान् ॥ [ ११–३४ ]

મંજરી ૫૧ મી

## कूवानो देडको

કૂવાના દેડકા રે !

કૂવાના ઓ દેડકા રે !

કૂવામાંથી નીકળ નીકળ બહાર !

કૂવામાં બેઠો વાદ વદે, કરે વાતે વાતે પડકાર.[1] કૂવાના૦
કૂદી કૂદી તું તો સિદ્ધ કરે, માથે આકાશ આંગળ ચાર. કૂવાના૦
વિશ્વ તારું દશ દેડકાં ને પાંચ સાત ઊંચે પનિહાર.[2] કૂવાના૦
દળ બાંધી દશે બાટક્યા,[3] કૂવો ગજવ્યો ડ્રૌં ડ્રૌં કાર. કૂવાના૦
પાંડવ કૌરવ બાટક્યા, કુરુક્ષેત્રના કૂપ મોઝાર: કૂવાના૦
"શત્રુને કાં તો સંહારશું, કાં તો કરશું વિશ્વ સંહાર." કૂવાના૦
દેડકાંના શબ્દો સાંભળી હસ્યા, હોઠમાં વિશ્વાધાર; કૂવાના૦
"કૂવાનાં પાણી વણસ્યાં, વાધ્યો દેડકાંનો પરિવાર." કૂવાના૦
એમ વિચારીને કૃષ્ણજી, એક દેડકો ફેંક્યો બહાર. કૂવાના૦
ચક્કર ચક્કર ઊછળ્યો અર્જુન, આંખે આવ્યાં અંધાર! કૂવાના૦
"કૂવાના રહેનાર દેડકા! હવે જોઈ લે વિશ્વ વિશાળ. કૂવાના૦
"જોઈ લે નદીઓ, જોઈ લે નાળાં, જોઈ લે સિન્ધુ અપાર. કૂવાના૦
"જોઈ લે સૂરજ, ચંદ્ર, તારા, ઘન ઘુમ્મટનો વિસ્તાર.[4] કૂવાના૦
"ચોર્યાસી લાખના સંઘમાં તારો દેડકાનો અવતાર[5] ! કૂવાના૦
"વિશ્વસ્વરૂપમાં માપી લે તારો કૂપ તણો અહંકાર. કૂવાના૦

"ભીષ્મ ને દ્રોણ ને કર્ણ તે કેવડા ? ભીમનો કેટલો ભાર ? કૂવાના૦
"ધારું ત્યાં સુધી ધાંધલ સાંખું ને, ધારું કે દૈં કું ધરાર;[6] કૂવાના૦
"ડારવા કે અપમાનવા મારાં દાખ્યાં ન દિવ્ય દિદાર.[7] કૂવાના૦
"નાનો છતાં તું તો આંખનો તારો, નાનાનો નાનો ન પ્યાર. કૂવાના૦
"ગીતાનું ગાયન ગાઈ જાણે તો, કૂપમાં વિશ્વનો સાર."[8] કૂવાના૦

### શબ્દાર્થ

૧. કરે વાતે વાતે પડકાર=જેટલું જેટલું હું સમજાવું છું તે બધામાં તું સામી શંકા કાઢ્યાં જ કરે છે.
૨. પનિહાર=પાણિયારીઓ.
૩. બાટક્યા=લડ્યા.
૪. ઘન ઘુમ્મટનો વિસ્તાર=આકાશનો ઘુમ્મટ કેટલો વિશાળ છે તે.
૫. ચોર્યાશી — અવતાર=અનંત કોટિ સૃષ્ટિ ભગવાને રચી છે તેમાં તું તો એક તુચ્છ દેડકો છે.
૬. ધરાર=અવશ્ય.
૭. ડારવા — દિદાર=હું કેવો મોટો વિરાટ છું અને તું કેવો નાનો દેડકો છે, એમ તને અપમાનિત કરવા, અથવા હું કેવો જબરો અને તું કેટલો અલ્પ એમ કહી તને બિવડાવવા મેં તને આ રૂપ બતાવ્યું નથી.
૮. ગીતાનું — સાર=જ્યાં હોઈએ ત્યાં આપણે ભાગે આવેલું કર્તવ્ય બજાવીએ તો આપણા અલ્પ જીવનથી પણ પ્રભુને પ્રસન્ન કરી શકીએ.

*

### ભગવદ્ગીતા

इहैकस्थं जगत् कृत्स्नं पश्याद्य सचराचरम् ।
मम देहे गुडाकेश यच्चान्यत् द्रष्टुमिच्छसि ॥ [ ११–७ ]

मया प्रसन्नेन तवार्जुनेदं
रूपं परं दर्शितमात्मयोगात् ।
तेजोमयं विश्वमनन्तमाद्यं
यन्मे त्वदन्येन न दृष्टपूर्वम् ॥ [ ११–४७ ]

भक्त्या त्वनन्यया शक्य अहमेवंविधोऽर्जुन ।
ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परंतप ॥ [ ११–५४ ]
मत्कर्मकृत् मत्परमो मद्भक्तः संगवर्जितः ।
निर्वैरः सर्वभूतेषु यः स मामेति पांडव ॥ [ ११–५५ ]

*

## ગીતાબોધ

. . . ઈશ્વરના કાળરૂપનું મનન કરવાથી ને તેના મુખમાં સૃષ્ટિમાત્રને સમાઈ જવાનું છે — પ્રતિક્ષણ કાળનું આ કામ ચાલ્યા જ કરે છે — એનું ભાન આવવાથી સર્વાર્પણ અને જીવમાત્રની સાથે ઐક્ય સહેજે થાય. ઇચ્છા અનિચ્છાએ એ મુખમાં આપણે અણધારેલી ક્ષણે પડવાનું છે. ત્યાં નાના મોટાનો, નીચા ઊંચાનો, સ્ત્રીપુરુષનો, મનુષ્ય-મનુષ્યેતરનો ભેદ રહેતો નથી. બધાં કાળેશ્વરનો એક કોળિયો છીએ એ જાણી આપણે કાં દીન, શૂન્યવત્ ન થઈએ? કાં બધાની સાથે મૈત્રી ન કરીએ? એમ કરે તેને તે કાળસ્વરૂપ ભયંકર નહિ લાગે પણ શાંતિનું સ્થાન બનશે.

[ અ૦ ૧૧ મો ]

મંજરી ૫૨ મી

## विश्वमूर्तिनी आरती

અર્જુન બોલ્યા:

થાઓ થાઓ પ્રસન્ન!
વિશ્વરૂપ ભગવન્!

સહસ્ર સૂર્ય ગગન, એક સાથ ઊગ્યા;
ઉગ્ર તેજ તુજ તેવાં, અંગો મુજ સળગ્યાં. થાઓ૦

અણુ પણ તારું એક, ભીંત સમું ભાસે;
બ્રહ્માંડો ગડબડતાં, તુજ શ્વાસોચ્છ્વાસે. થાઓ૦

વરદ આપના હસ્ત, જવ[1] મસ્તક રાખો,
નહોર સમા નખ દેખી, ડરતી મુજ આંખો. થાઓ૦

જ્યારે આશીર્વાદ, હે વત્સલ! વરસો;
સિંહગર્જના જાણી, થથરું મૃગસરસો. થાઓ૦

તુજ ઇચ્છાએ વન,[2] વિશ્વ સકળ ડોલે;
હઠ કરનારો હું તો, અલ્પ પર્ણ તોલે. થાઓ૦

નખ ખૂણે નવખંડ,[3] રજકણ કુરુ તેમાંય;
રજની રજ હું અર્જુન, હઠ મુજ કરો ક્ષમાય. થાઓ૦

ઊંચે ક્યહાં અનંત! કમળવદન તારું?
નીચે ક્યાં પદપદ્મો? ક્યાં લોચન ઠારું?[4] થાઓ૦

બાળ અર્થ માબાપ, કરે બાળલીલા,
વિશ્વમૂર્તિ ! ફરી યાચું, સૌમ્ય કૃષ્ણ લીલા. થાઓ૦

કવિવચન

વિલીન વિશ્વસ્વરૂપ, યથા સ્વપ્નસૃષ્ટિ,
રથી પર સારથી રેડે, ગીતામૃતવૃષ્ટિ. થાઓ૦

શબ્દાર્થ

૧. જવ=જ્યારે.
૨. વન=વિશ્વરૂપી વન.
૩. નખખૂણે નવખંડ=નવખંડ પૃથ્વી તમારા નખના એક ખૂણામાં સમાઈ ગઈ છે.
૪. ઊંચે—ઠારું ?=હું ભયભીત થયો હોવાથી તારું મુખકમળ જોવા ઊંચે નજર નાખું છું, કે તેમાં તારો પ્રેમ જોઈ મારો ભય ટાળું; તેમ તારે શરણે જવા નીચે તારા ચરણ શોધું છું. પણ હે અનન્ત, એકે દિશામાં હું તારો તાગ કાઢી શકતો નથી.

* *

ભગવદ્‌ગીતા

संजय उवाच

दिवि सूर्यसहस्रस्य भवेत् युगपत् उत्थिता ।
यदि भाः सदृशी सा स्यात् भासस्तस्य महात्मनः ॥ [ ११–१२ ]

अर्जुन उवाच

अनेकबाहूदरवक्त्रनेत्रं
पश्यामि त्वां सर्वतोऽनन्तरूपम् ।
नान्तं न मध्यं न पुनस्तवादि
पश्यामि विश्वेश्वर विश्वरूप ॥ [ ११–१६ ]

नभःस्पृशं दीप्तमनेकवर्णं
 व्यात्ताननं दीप्तविशालनेत्रम् ।
दृष्ट्वा हि त्वां प्रव्यथितांतरात्मा
 धृतिं न विन्दामि शमं च विष्णो ॥ [ ११–२४ ]

नमः पुरस्तादथ पृष्ठतस्ते
 नमोऽस्तु ते सर्वत एव सर्व ।
अनन्तवीर्यामितविक्रमस्त्वम्
 सर्वं समाप्नोषि ततोऽसि सर्वः ॥ [ ११–४० ]

पितासि लोकस्य चराचरस्य
 त्वमस्य पूज्यश्च गुरुर्गरीयान् ।
न त्वत्समोऽस्त्यभ्यधिकः कुतोऽन्यो
 लोकत्रयेऽप्यप्रतिमप्रभाव ॥ [ ११–४३ ]

तस्मात् प्रणम्य प्रणिधाय कायम्
 प्रसादये त्वामहमीशमीड्यम् ।
पितेव पुत्रस्य सखेव सख्युः
 प्रियः प्रियायार्हसि देव सोढुम् ॥ [ ११–४४ ]

अदृष्टपूर्वं हृषितोऽस्मि दृष्ट्वा
 भयेन च प्रव्यथितं मनो मे ।
तदेव मे दर्शय देव रूपम्
 प्रसीद देवेश जगन्निवास ॥ [ ११–४५ ]

किरीटिनं गदिनं चक्रहस्तं
 इच्छामि त्वां द्रष्टुमहं तथैव ।
तेनैव रूपेण चतुर्भुजेन
 सहस्रबाहो भव विश्वमूर्ते ॥ [ ११–४६ ]

મંજરી ૫૩ મી

# गोपालभक्ति

[ભક્તે વક્રોક્તિરૂપે ભગવાન પ્રત્યેનો પ્રેમ વ્યક્ત કર્યો છે, જેમ કરવાની છૂટ જગતમાં એકલો ભક્ત જ ભોગવી શકે છે. મોઢેથી જાતજાતની આળો ગણાવી છે, પણ અંતરનો ભાવ તો એ છે કે "હે ભગવાન, તમે મારા ઉપર કેટલી બધી કૃપાઓ વરસાવી છે. હું પોતાને ચંદ્રવંશનો રાજા માની અભિમાન લેતો, તમારી કૃપાથી હું નમ્ર ભક્ત બન્યો છું. હું વિદ્વત્તાનું ગુમાન રાખી તમારી સાથે વાદવિવાદમાં ઊતર્યો, પણ તમે કૃપા કરી મને શિષ્ય તરીકે સ્વીકાર્યો, મને સ્વધર્મ સમજાવ્યો, લોકસંગ્રહની લગની લગાડી, હું અર્જુન છું એ મને ભુલાવી જ દીધું, મને કૃષ્ણમય બનાવી દીધો."]

*

મેં તો ગાયોનો ગોવાળ, ભજ્યો મેં તો ગાયોનો ગોવાળ;
મારે શીષ મોટી આળ! મેં તો૦

હું પાંડુરાયનો પુત્ર,
હું ભીષ્મરાયનો પૌત્ર,
હું ધર્મરાયનો ભ્રાત;
મેં આંટ આભિજાત્યની ખોઈ, પૂજ્યો જાદવબાળ;[1]
મારે શીષ મોટી આળ! મેં તો૦

મારા દ્રોણ અસ્ત્રગુરુ,
મારા વ્યાસજી વેદગુરુ,
મારા કૃપ તે કુળગુરુ;
હું ગુરુવરોનાં શિષ્યપદ તજી, મોહ્યો મોહનજાળ.
મારે શીષ મોટી આળ. મેં તો૦

જેને આદિ વા નહિ અંત,
જેને રૂપ વા નહિ રંગ,
હું ત્યાંનો મૂળ વિહંગ;
મને ગગનથી ગબડાવી જૂત્યો ક્ષેત્ર ક્ષેતરપાળ;[૨]
મારે શીષ મોટી આળ! મેં તો૦

અંતઃસ્થ જે દૂરસ્થ,
અતિ ગૂઢ જે કૂટસ્થ,
એવા ગહનનો[૩] હું મત્સ્ય;
મને ખાડી તુલ્ય સ્વધર્મમાં, ઘેર્યો માછી માધવલાલ;
મારે શીષ મોટી આળ! મેં તો૦

પરબ્રહ્મ જે અવ્યક્ત,
જે શુદ્ધ, બુદ્ધ, વિમુક્ત,
હું શોભું તેનો ભક્ત;
મને લોકસંગ્રહની લગાડી નટવરે પંપાળ;[૪]
મારે શીષ મોટી આળ! મેં તો૦

મને કઠણ કહી ભડકાવ્યો,
મને સરળ કહી સમજાવ્યો,
મને ભરમમાં ભરમાવ્યો;
ગાંડીવધન્વાને ગણ્યો છેક ગોપબાળ ગોપાળ;
મારે શીષ મોટી આળ! મેં તો૦

ધરી સારથીનું મિષ,
મને પાયાં ગીતા–વિષ,
મારી કાયા થઈ ગઈ કૃષ્ણ.[૫]
રાજર્ષિપદથી ભ્રષ્ટ હું હવે અરજણો ગોવાળ;
મારે શીષ મોટી આળ! મેં તો૦

## શબ્દાર્થ

૧. જાદવબાળ=ક્ષત્રિયોમાં નીચા ગણાતા યાદવકુળમાં જન્મેલા શ્રીકૃષ્ણ.
૨. મને ગગનથી—ક્ષેતરપાળ=આકાશમાં વિહાર કરનાર પક્ષીરાજ જે હું, તેને એક બળદની જેમ કૃષ્ણ કૃષિકારે હળમાં જોડયો છે.
૩. ગહન=ઊંડો સાગર.
૪. પંપાળ=આળપંપાળ, ઉપાધિ.
૫. ગારી—કૃષ્ણ=ઝેર ફેલાવાથી મારી કાયા કાળી થઈ ગઈ. (ભક્તિની વક્રોક્તિમાં આમ કહ્યું છે. ભક્તના મનમાં તો એમ છે કે કૃષ્ણે મને ગીતાનાં અમૃત એવાં પાયાં કે મારી કાયા કૃષ્ણમય બનાવી દીધી, ભક્તને ભગવાનરૂપ બનાવી દીધો.)

*

## ભગવદ્ગીતા

### अर्जुन उवाच

एवं सततयुक्ता ये भक्तास्त्वाम् पर्युपासते ।
ये चाप्यक्षरमव्यक्तं तेषां के योगवित्तमाः ॥ [ १२–१ ]

### श्रीभगवानुवाच

मय्यावेश्य मनो ये मां नित्ययुक्ता उपासते ।
श्रद्धया परयोपेतास्ते मे युक्ततमा मताः ॥ [ १२–२ ]
ये त्वक्षरमनिर्देश्यम् अव्यक्तं पर्युपासते ।
सर्वत्रगमचिन्त्यं च कूटस्थमचलं ध्रुवम् ॥ [ १२–३ ]
संनियम्येन्द्रियग्रामं सर्वत्र समबुद्धयः
ते प्राप्नुवन्ति मामेव सर्वभूतहिते रताः ॥ [ १२–४ ]
क्लेशोऽधिकतरस्तेषाम् अव्यक्तासक्तचेतसाम् ।
अव्यक्ता हि गतिर्दुःखं देहवद्भिरवाप्यते ॥ [ १२–५ ]

## મંજરી ૫૪ મી

# विराटनी भक्ति

[ભક્તના મનમાં આવ્યું કે કૃષ્ણને ભજવાનો સહેલો માર્ગ લઈ છટકવું મને ન શોભે, મારે તો વિરાટને જ ભજવો જોઈએ; તેમ કરવામાં કષ્ટ વિશેષ હશે, પણ તેથી શું? કષ્ટથી કાયર થવું મારા જેવા ભક્તને ન શોભે.

ભગવાન ભક્તના આવા ભોળા વિચાર સાંભળી તેની હાંસી કરતા નથી, પણ તેને ઉત્તેજન આપે છે. તેને કળે કરીને સમજાવે છે કે કૃષ્ણની ભક્તિ એ વિરાટની જ છે અને વિરાટની ભક્તિ પણ છેવટે તો કૃષ્ણભક્તિ દ્વારા જ શક્ય છે; આખા વિશ્વની સેવા કરવી હોય તો પણ તે સ્વધર્મપાલન કરીને, નાનાં નાનાં યજ્ઞકર્મ કરીને જ કરવી પડે છે.]

*

['નૂતું તો થયું રે દેવળ'—ની લયમાં]

**અર્જુન બોલ્યા:**

**કોને ભજીએ રે અમે કોને ભજીએ?**
**વ્યાપક વિષ્ણુ કે નાનો કૃષ્ણ ભજીએ?—**
**મન તો વાંછે છે પેલા વિરાટને વળગું રે;**
**કૃષ્ણશું તો ઘરમાં અમે રોજે રમીએ. વ્યાપક૦**
**કૂદી કૂદી ચોટી જાણે કાળ કેરી પકડું રે;**
**કૃષ્ણની મોરલી તો અમે સદા સુણીએ. વ્યાપક૦**
**સર્વે કોરેથી ચઢીને સર્વને ઘેરશું રે;**
**કૃષ્ણ સખાને તો અમે નિત્યે ભેટીએ. વ્યાપક૦**

બુદ્ધિના બળથી અમે અકળને કળશું રે;
કૃષ્ણ તણું સહેલું શરણું શાને શોધીએ? વ્યાપક૦

શ્રીભગવાન બોલ્યા:

સમરથના છોરૂ અર્જુન! સમરથને સેવજે રે;
વીર કેરાં વીર્યો જોઈ અમે રાચશું.—
વિરાટનો વ્યાપક હરિયો નચિંત થઈ તરજે વીરા!
છાની છાની સ્વધર્મ હોડી વાંસે લાવશું. વીર૦
વિકરાળ કાળ કેરી દાઢમાં ધાજે વીરા!
હૃદયે ભક્તિ સીંચીને ધીર આલશું. વીર૦
સર્વનો છેડો લેવા દોટ તું દેજે વીરા!
યજ્ઞની પરબો જહીં તહીં માંડી રાખશું. વીર૦
અકળનાં અંધારાં તું ઉકેલવા મથજે વીરા!
શ્રદ્ધા પૂરવાને તારે તારે ઝગશું[1]. વીર૦

કવિવચન

અર્જુનને હરિ આલિંગ્યા, હરિમાં અર્જુન સમાયા,
ગીતાનું જ્ઞાન વ્યાપક વિશ્વે વરસ્યું. ગીતાનું૦

શબ્દાર્થ

૧. શ્રદ્ધા—ઝગશું=આકાશમાં ઝગમગતા તારાઓ તારી અંદર શ્રદ્ધા પ્રગટાવશે.

*

ભગવદ્‌ગીતા

ये त्वक्षरमनिर्देश्यं अव्यक्तम् पर्युपासते ।
सर्वत्रगं अचिन्त्यम् च कूटस्थं अचलं ध्रुवम् ॥ [ १२-३ ]
संनियम्येन्द्रियग्रामम् सर्वत्र समबुद्धयः ।
ते प्राप्नुवन्ति मामेव सर्वभूतहितेरताः ॥ [ १२-४ ]

મંજરી ૫૫ મી

## સ્વદેશસેવા

[સેવાનાં પણ અભિમાન ન હોય. પોતાની શક્તિ વિચારીને, પોતાની મર્યાદા જાણીને જે સેવા કરે છે તે જ સાચી સેવા કરી જાણે છે. સારા વિશ્વની સેવા કરવાની હોંશ બહુ સારી છે, પણ તે સ્વદેશ-સેવા મારફત જ માણસ કરી શકે, સ્વદેશ પ્રત્યેની ફરજ તજીને કદી નહિ.]

*

['ભક્તિ શૂરવીરની સાચી'—ને મળતો રાગ.]

સેવા સ્વદેશની તો કરીએ;
શિર પર વિશ્વ સારું શિદ વહીએ? સેવા૦

નાના હાથે નાના મુખમાં, નાના ગ્રાસ જ ભરીએ;
ચંદ્ર સૂર્યના મોદક આખા, ગળવા હામ ન ધરીએ;
બાપુ! ગજા બહાર ના જઈએ. સેવા૦

પોતાનો દીવો સંકોરી, ભાવે પથ દાખવીએ;
નભ-તારા સંકોરણ કરવા, કૂદી કૂદી કાં મરીએ?[1]
બાપુ! અતિ લોભી ના થઈએ. સેવા૦

લાખ ગોપ[2] લાગ્યા તે સંગે, તન દઈ ટેકો દઈએ;
ગિરિ ધરવાવાળો ગિરિધારી, મિથ્યા માન ન લઈએ;
બાપુ! ભાગ નમ્ર થઈ ભરીએ. સેવા૦

ફૂલાંગમાં કેમ કાશી ગાંઠે? ડગલે ડગલે જઈએ;
સાચાં ડગ ભરીએ તો અંતે, વિશ્વેશ્વરને મળીએ;[3]
બાપુ! ક્રમે ક્રમે ગઢ ચઢીએ. સેવા૦

સર્વભૂત-સેવાના પાઠો, સ્વદેશ સેવી પઢીએ;
સર્વ ધર્મના મર્મ બૂઝવા, સ્વધર્મ પાલન કરીએ;
બાપુ! સુતર રાહે રહીએ. સેવા૦

અચિન્ત્ય અક્ષર ગ્રહવા પરથમ, કૃષ્ણ યુગલપદ ગ્રહીએ;
અગમ જ્ઞાન જો ચહે સમજવા, ભગવદ્‌ગીતા ભણીએ;
બાપુ! ભક્તિ વડે જશ વરીએ. સેવા૦

### શબ્દાર્થ

૧. નભતારા—મરીંગ='આકાશમાં રહેલા તારારૂપી દીવાઓ પણ હું સંકોરીને સંભાળું' એવા ખોટા ફૂદકા ન મારવા ઘટે.
૨. ગોપ=ગોવાળિયાઓ. (ગોવર્ધન પર્વતનો અહીં ઉલ્લેખ છે.)
૩. વિશ્વેશ્વરને મળીએ=કાશીવિશ્વનાથનાં દર્શન કરીએ.

*

### ભગવદ્‌ગીતા

मय्यावेश्य मनो ये मां नित्ययुक्ता उपासते ।
श्रद्धया परयोपेतास्ते मे युक्ततमा मताः ॥ [ १२–२ ]

મંજરી ૫૬ મી

## भगवाननी नौकाओ

કાળ મહાસાગરમાં,
અનંત કાળ મહાસાગરમાં,
મારી અગણિત નૌકા ફરતી,
(અગણિત તારલી નભ જેમ તરતી,)
તરતાં જનમાં હિંમત ભરતી,
બૂડતાં જનના હાથ પકડતી.
કાળ મહાસાગરમાં૦ ૧

કાળ મહાસાગરમાં,
ભીષણ કાળ મહાસાગરમાં,
હડડડ ચડતી જીવનભરતી,
ખળળળ મૃત્યુઓટ ઓસરતી,
છોળો તટ-ખડકો ધ્રૂજવતી.
ઉચ્છળી નભ તારા બૂઝવતી.
કાળ મહાસાગરમાં૦ ૨

કાળ મહાસાગરના —
કાંઠે કાળ મહાસાગરના,
જગની જમા થઈ સૌ જનતા,
હૃદયો ભય-સંશય-ખળભળતાં,
(જેવાં સાગર જળ ધસમસતાં,)
હિંમત કરે કરે ને હઠતાં.
કાળ મહાસાગરના૦ ૩

કાળ મહાસાગરનાં—
પાણી કાળ મહાસાગરનાં,
ગર્જન ઘોષે સાદો પાડી,
તરંગ અંગુલીઓ દેખાડી,
હે પડકારા છે કો પ્રાણી,
હામ ધરે જે પાર જવાની?
કાળ મહાસાગરનાં૦ ૪

કાળ મહાસાગરના—
પારે કાળ મહાસાગરના,
શાશ્વત સુખના અખૂટ ઢગલા,
સાહસ કરો કરો કો વિરલા!
સાગર ભલે પછાડે પગલાં,
શો ભય? નૌકાઓ મુજ સબલા.
કાળ મહાસાગરના૦ ૫

કાળ મહાસાગરના —
ભયથી કાળ મહાસાગરના,
આ તટ વાસી પામર લોકો,
(જેનો ભાવ ભરોંસો ઓછો,)
ભજતા ભૂખ, શોક ને રોગો,
ડરમય મરતા શત શત મોતો,[1]
કાળ મહાસાગરના૦ ૬

કાળ મહાસાગરમાં—
અનંત કાળ મહાસાગરમાં,
ગીતા નૌકાઓ મુજ ફરતી,

ધોળી પાંખ[2] પવનથી ભરતી,
આશા નયને[3] તીર નીરખતી,
સહાય થવા શી નર્તન કરતી,
કાળ મહાસાગરમાં૦ ૭

કાળ મહાસાગરમાં —
ઊગે કાળ મહાસાગરમાં,
યુગમાં એક જ દિવસ સુનેરી,
કૂદે કેસરિયાં જવ પહેરી,
(ગણિતો ભયશંકાનાં ફેડી,)
શાશ્વત લહેર તણા કોઈ લહેરી,[4]
કાળ મહાસાગરમાં૦ ૮

કાળ મહાસાગરમાં —
જે દિન કાળ મહાસાગરમાં,
વીર ઝુકાવે કો મતવાલા,
સો સો નાવ ઝડપ દે મારાં,
(જેના દિવસ ગયા બહુ ઠાલા,)
આમિષ પર જેમ મીન અધીરાં.
કાળ મહાસાગરમાં૦ ૯

કાળ મહાસાગરમાં —
ચંચળ કાળ મહાસાગરમાં,
નિશ્ચળ સત્ય પ્રતિજ્ઞા મારી,
(મિથ્યા કદા કદા ન થનારી,)
તરશે નિર્ભય જે નરનારી,
નિશ્ચય હું તેનો કૈવારી.[5]
કાળ મહાસાગરમાં૦ ૧૦

## શબ્દાર્થ

૧. ડરમય — મોતો=સાચું મોત આવે તે પહેલાં ડરથી સેંકડો વાર મોતની પીડામાંથી પસાર થાય છે.
૨. ધોળી પાંખ=શઢ.
૩. આશા-નયને=કોઈને મદદ કરવાની તક મળશે એવી આશાથી.
૪. શાશ્વત — લહેરી=ક્ષણિક મજા છોડી પ્રભુપ્રસાદના કાયમી આનંદના ભોગી.
૫. કેવારી=ઉદ્ધારક.

*

## ભગવદ્‌ગીતા

ये तु सर्वाणि कर्माणि मयि संन्यस्य मत्पराः ।
अनन्येनैव योगेन मां ध्यायन्त उपासते ॥ [ १२–६ ]
तेषामहं समुद्धर्ता मृत्युसंसारसागरात् ।
भवामि न चिरात् पार्थ मय्यावेशितचेतसाम् ॥ [ १२–७ ]

મંજરી ૫૭ મી

## महत्त्वाकांक्षी

[ અર્જુનની જેમ આપણે પણ ઘણીવાર કલ્પી બેસીએ છીએ કે આપણે હિમાલયવાસી હંસ છીએ, અને ગગનવિહાર કરવાની મહત્ત્વાકાંક્ષામાં આપણા માનવશરીરના નિયમોને ભૂલીએ છીએ. પરિણામ બીજું શું આવે? ઊછળીને જમીન ઉપર પછડાઈએ છીએ, અને એમ અનુભવની પછાડ વાગતાં આપણને આપણી મર્યાદાનું ભાન થાય છે. ગગનના ઊંડાણમાં આંખ ભલે ફેરવો પણ પગ તો જમીન ઉપર જ ટેકવી રાખો એવો ધ્વનિ ગીતામાંથી નીકળે છે. ]

*

અર્જુન બોલ્યા :

હું તો હંસ હિમાલયવાસી —
થાઉં હંસ હિમાલયવાસી !
વિમલ બરફમાં રમનારો થાઉં, વિશાલ અભ્ર–વિલાસી ![1] હું તો૦
તારા–ગણ સંગ તરનારો થાઉં, રવિ શશીનો સહવાસી ! હું તો૦
અદ્ધરનાં જળ પીનારો થાઉં, માનસ–મુક્તા–પ્રાશી[2] ! હું તો૦
કુરુક્ષેત્રના કર્દમમાં પ્રભુ ! તનુ મમ અતિશય ત્રાસી.[3] હું તો૦
કર્મકૂટમાં[4] રુચે કેમ પ્રભુ ! ધ્યેય જેનું આકાશી ? હું તો૦
અલ્પ અહીં[5] મને અસંતોષ, જેને વિરાટ લેવો પ્રાસી. હું તો૦
નશ્વર નર[6] હું કાં સેવું, જેને ભજવો શ્રી અવિનાશી ? હું તો૦

## કવિવચન

સગુણુ કૃષ્ણુનો નગુણો અર્જુન, નિર્ગુણુનો અભિલાષી[૭]; હું તો૦
હેત ધરી ધરી ગીતા સુણાવી, છતાં મહત્ત્વાકાંક્ષી ! હું તો૦

### શબ્દાર્થ

૧. અભ્ર-વિલાસી=વાદળાંઓમાં વિહાર કરનાર.
૨. માનસ–મુક્તા–પ્રાશી=માનસ સરોવરનાં મોતીનો ચારો ચરનાર.
૩. કુરુક્ષેત્રના — ત્રાસી=આ લડાઈની ધાંધલમાં — જીવનના રોજના કામ-ધંધામાં પડયા રહેવાનો મને કંટાળો આવે છે.
૪. કર્મકૂટ=કર્મની નીરસ કાથાકૂટ.
૫. અલ્પ ગ્રહી=નાની વસ્તુને પકડવાથી.
૬. નશ્વર નર=ગમે તેવા અવતારી પુરુષ હોવા છતાં આખરે મૃત્યુને વશ એવા શ્રીકૃષ્ણ.
૭. સગુણ — અભિલાષી=ભગવાને શ્રીકૃષ્ણને રૂપે સાક્ષાત ઉપદેશ કરવા છતાં અર્જુનને તેની કદર નથી, અને ખરો નિર્ગુણ ભગવાન કોઈ જુદો જ છે એમ તે માને છે.

## મંજરી ૫૮ મી

# જીવનયાત્રા

[ અર્જુન પ્રવાસનો ભારે શોખીન હતો અને તેણે એક મહાન પ્રવાસી તરીકે જીવનનો મોટો ભાગ ગાળ્યો હતો એવું મહાભારતમાં પ્રસિદ્ધ છે. ભગવાને તેના પ્રિય વિષય યાત્રાનું દૃષ્ટાન્ત લઈ તેને જીવનયાત્રાનો સિદ્ધાન્ત સમજાવ્યો છે. એ જ ગીતાનો કર્મયોગ.]

*

### શ્રીભગવાન બોલ્યા:

તું તો પાકો પાર્થ ! પ્રવાસી,
તું તો અઠંગ પૃથ્વી–પ્રવાસી.
નવે ખંડ ને સપ્ત સમુદર, દ્વીપદ્વીપનો વાસી. તું તો૦
તું સ્વર્ગ ચડ્યો, પાતાળ પળ્યો, તું તેરવર્ષ વનવાસી. તું તો૦
તું અંગ ફર્યો, તું બંગ ફર્યો, તું ફર્યો દ્વારકાં કાશી. તું તો૦
એકલ ક્યારે, સંઘે ક્યારે, નહિ કદી હુઓ ઉદાસી. તું તો૦
કસાયલાં તુજ આજે પગલાં, શંકિત કેમ નિરાશી? તું તો૦
જીવનયાત્રા તૈસી જ[1] અર્જુન ! પૃથ્વીયાત્રા જૈસી. તું તો૦
ઉદ્દેશે કુણ ગયો પ્રવાસી, ડગ ડગનો જે દ્વેષી ?[2] તું તો૦
મજલે મજલે પૂછી પૂછી, જાત્રા કરવી ખાસી. તું તો૦
જન્મે જન્મે ઝૂઝી ઝૂઝી, વરવું પદ અવિનાશી. તું તો૦
જગની સેવા કરતાં કરતાં, કોઈ દિન વિરાટવાસી. તું તો૦
ગીતાગુંજન કરતાં કરતાં, કોઈ દિન સુખના રાશિ. તું તો૦

#### શબ્દાર્થ

૧. તૈસી જ=તેવી જ
૨. ઉદ્દેશે—દ્વેષી=જે મુસાફરને દરેક ડગલું પ્રિય નથી તે કદી ધારેલા મુકામે પહોંચી શકે ?

મંજરી ૫૯ મી

# जीवन-कसोटी

[ગીતાનો બોધ સાંભળી અર્જુને ભારતનું યુદ્ધ પાર ઉતારી દીધું. આપણે પણ તે બોધ સાંભળી ઉત્સાહમાં આવી જઈએ અને એકાદ યુદ્ધ લડી નાંખીએ. પણ એક યુદ્ધ પાર કરીને આપણે છૂટી શકતા નથી; ભગવાનના સૈન્યમાં ભરતી થનાર સૈનિકને સેનામાંથી છૂટવાપણું હોતું જ નથી, એક વાર બખ્તર ચડાવ્યું તે પાછું ઉતારવાનું રહેતું જ નથી. જીવન એક અખંડ યુદ્ધ છે. આપણા અંતરમાં યુદ્ધ સતત ચાલુ જ છે. ક્ષણની પણ શિથિલતા બતાવવાની મનાઈ છે. દ્વેષ જીતીને આપણે અદ્વેષ્ટા થવાનું છે, ક્રૂરતા જીતીને કરુણ થવાનું છે, લોભિયા મટી સંતુષ્ટ થવાનું છે, લંપટ મટી યતાત્મા થવાનું છે, નિર્બળ મનના મટી દૃઢ નિશ્ચયી થવાનું છે. ગીતાજીએ ભગવાનના સૈનિકનાં—એટલે ભક્તનાં લક્ષણો ગણાવ્યાં છે તેમાં એવું એક પણ લક્ષણ ક્યાં છે, કે જે જીવસટોસટની લડાઈ વિના પ્રાપ્ત થાય? આખી જિંદગીની સખ્તમાં સખ્ત લડાઈમાં ઝંપલાવવાનું છે, પણ અંતે ફળ પણ તેવું જ બહુ-મૂલ્ય મળશે. આવો યોદ્ધો મને અતીવ પ્રિય છે એવો ચાંદ ભગવાન પોતે તેને એનાયત કરશે.]

*

['સંતપદાથી જોડ, હે રે હરિ સંત૰'ની લયમાં]

જીવન કસોટીએ ચઢાવું,
　　તું કહે તો તારું, જીવન કસોટીએ ચઢાવું;
નવલી કસોટીએ ચઢાવું,
　　તું કહે તો તારું, જીવન કસોટીએ ચઢાવું.

વૃક્ષે ટાંગેલી પેલી, ચકલી તાકેલી તેં તો,
દ્રોણ ગુરુજીનું મનડું ભાવ્યું. તું કહે૦
ત્રાજવે પગને તોળી, માછલી વીંધેલી તેં તો,
દ્રુપદ–તનયાનું દિલડું ભાવ્યું. તું કહે૦
ચીંધ્યું[1] બહુ બહુ રે અર્જુન! વીંધ્યું યે બહુ બહુ તેં તો,
શું શું તેં ગાંડીવથી બચાવ્યું?[2] તું કહે૦
શંખો ફુંકાર્યાં અર્જુન! કીધા હુંકારા તેં તો,
ક્યારે ક્યારે નયન તેં ભીંજાવ્યું?[3] તું કહે૦
ધનુને જરી નિંદ્યું ધર્મે, હણવા હઠી મેલી તેં તો,
આત્માને મન નિંદે તે શું માર્યું?[4] તું કહે૦
ગીતો ગાંધર્વી અર્જુન, નૃત્યો સંગ ગાયાં તેં તો,
ગીતાનું ગાયન કેવુંક ગાયું?[5] તું કહે૦

## શબ્દાર્થ

૧. ચીંધ્યું=તાક્યું.

૨. શું શું—બચાવ્યું?=ધનુર્ધારી તરીકે તો તેં ભારે ખ્યાતિ મેળવી, પણ અદ્વેષ્ટા, મૈત્ર, કરુણ, ક્ષમી વગેરે ભક્તનાં વિશેષણોને લાયક તું કેટલો થયો?

૩. શંખો—ભીંજાવ્યું?=તેં બહારનાં યુદ્ધોમાં તો બહુ બહાદુરી બતાવી, પણ અહંકાર, ક્રોધ આદિ સાથેના અંતરના યુદ્ધમાં તેં કેટલી સફળતા મેળવી? શું અહંકાર જીતીને તું નમ્ર થયો? શું ક્રોધ જીતીને તું કરુણાળુ, પ્રેમળ, શત્રુમિત્ર સૌ પ્રત્યે સરખી સેવાભાવના રાખનારો થયો?

૪ ધનુને—માર્યું?=ભારતયુદ્ધ દરમ્યાન તને પાનો ચડાવવાના હેતુથી એક વાર યુધિષ્ઠિરે કડવાં વચન સંભળાવ્યાં હતાં અને તારા ગાંડીવ ધનુષ્ય વિષે તિરસ્કારના શબ્દો વાપર્યાં હતા, ત્યારે છેડાઈને તું એમને મારવા દોડેલો. એમ સ્વમાનનો પ્રશ્ન જ નહોતો ત્યાં તું ક્રોધ કરીને દોડ્યો, પણ ભક્તની સ્વમાનની કલ્પના આથી ઘણી

સૂક્ષ્મ હોય છે. પોતાની અંદર રહેલું સ્વચ્છંદી મન હમેશાં આત્માનો તિરસ્કાર કરતું હોય છે તેને તે જરા પણ સહન કરતો નથી. તેને જીતીને તે યતાત્મા, દૃઢ નિશ્ચયી, સ્થિરમતિ બને ત્યારે જ જંપે છે. તારું સ્વમાન તેવું સૂક્ષ્મ થયું છે કે હજુ તે જાડું ને જાડું જ રહ્યું છે?

૫. ગીતો ગાંધર્વી — ગાયું?= ગાયન અને નૃત્યકળાઓ ગંધર્વો પાસેથી શીખીને તું મોટો કળાવાન બન્યો છે, અને જગતમાં શાબાશી મેળવી શક્યો છે, પણ ગીતાનું ગાયન શું તું ગાઈ જાણે છે? શું તું ભક્તિના ધર્મ્ય અમૃતની ઉપાસના કરી જાણે છે? શું તું ભગવાનના તાલ અનુસાર મનબુદ્ધિને નચવી તેનો અતીવ પ્રિય ભક્ત બન્યો છે?

*

### ભગવદ્ગીતા

अद्वेष्टा सर्वभूतानां मैत्रः करुण एव च ।
निर्ममो निरहंकारः समदुःखसुखः क्षमी ॥ [ १२–१३ ]
संतुष्टः सततं योगी यतात्मा दृढनिश्चयः ।
मय्यर्पितमनोबुद्धिर्यो मे भक्तः स मे प्रियः ॥ [ १२–१४ ]
यस्मान्नोद्विजते लोको लोकान्नोद्विजते च यः ।
हर्षामर्षभयोद्वेगैर्मुक्तो यः स च मे प्रियः ॥ [ १२–१५ ]
अनपेक्षः शुचिर्दक्ष उदासीनो गतव्यथः ।
सर्वारंभपरित्यागी यो मद्भक्तः स मे प्रियः ॥ [ १२–१६ ]
यो न हृष्यति न द्वेष्टि न शोचति न कांक्षति ।
शुभाशुभपरित्यागी भक्तिमान् यः स मे प्रियः [ १२–१७ ]
समः शत्रौ च मित्रे च तथा मानापमानयोः ।
शीतोष्णसुखदुःखेषु समः संगविवर्जितः ॥ [ १२–१८ ]
तुल्यनिन्दास्तुतिर्मौनी संतुष्टो येन केनचित् ।
अनिकेतः स्थिरमतिर्भक्तिमान् मे प्रियो नरः ॥ [ १२–१९ ]
ये तु धर्म्यामृतमिदं यथोक्तं पर्युपासते ।
श्रद्दधाना मत्परमा भक्तास्तेऽतीव मे प्रियाः ॥ [ १२–२० ]

## મંજરી ૧૦ મી

# एकगीत गीता

તાત ! હું સમજાવું શી રીત ? બુદ્ધિની રચના તુજ વિપરીત;
ચિત્તપટ તારો ચલ વિચલિત, શબ્દ મુજ વક્ર થાય બિંબિત[1].

कर्म કહું તો ધાય કમાવા, રાજ્ય કીર્તિ સુત વિત્ત,
તાત ! હું સમજાવું શી રીત ? બુદ્ધિની રચના તુજ વિપરીત.
કર્મ એ નિયત स्वधर्म વિહિત;
તાત ! હું સમજાવું શી રીત ? ૧

स्वधर्म કહું તો સજવા લાગે, અસ્ત્ર શસ્ત્ર ઉંઝીષ;[2]
તાત ! હું સમજાવું શી રીત ? બુદ્ધિની રચના તુજ વિપરીત.
ધર્મ એ यज्ञ બ્રહ્મ નિર્મિત;
તાત ! હું સમજાવું શી રીત ? ૨

यज्ञ કહું તો પશુને બાંધે, પૂજે પુરોહિત;
તાત ! હું સમજાવું શી રીત ? બુદ્ધિની રચના તુજ વિપરીત.
યજ્ઞ એ भक्तिપૂર્ણ સુકીત;
તાત ! હું સમજાવું શી રીત ? ૩

भक्ति કહું તો તાલ બજાવી, ગાવા લાગે ગીત;
તાત ! હું સમજાવું શી રીત ? બુદ્ધિની રચના તુજ વિપરીત.
ભક્તિ એ કર્મયોગમાં પ્રીત;[3]
તાત ! હું સમજાવું શી રીત ? ૪

યોગ કહું તો જટા વધારે, ચોળે અંગ ભભૂત;
તાત હું સમજાવું શી રીત? બુદ્ધિની રચના તુજ વિપરીત.
યોગ એ કર્મ બુદ્ધિ-સંગીત;[૪]
તાત! હું સમજાવું શી રીત? ૫

બુદ્ધિ કહું તો બાંય ચડાવી, તાકે તર્ક-નિશિત[૫];
તાત! હું સમજાવું શી રીત? બુદ્ધિની રચના તુજ વિપરીત.
બુદ્ધિ એ જ્ઞાન: તુલ્ય-ક્ષય-જીત;[૬]
તાત! હું સમજાવું શી રીત? ૬

જ્ઞાન કહું તો ગેરૂ લાવી, પટકુળ રંગે પીત;
તાત! હું સમજાવું શી રીત? બુદ્ધિની રચના તુજ વિપરીત.
જ્ઞાન એ ગીતામગ્ન જીવિત;
તાત! હું સમજાવું શી રીત? ૭

### શબ્દાર્થ

૧. ચિત્તપટ—બિંબિત=તારા ચિત્તની સપાટી ઉપર વિકાર-તરંગો ઊઠયા કરતા હોવાથી તેના ઉપર મારા કથનની સીધી છાપ ન ઊઠતાં તેનું વક્રીભવન થાય છે એટલે તું તેના કંઈક વાંકા જ અર્થો સમજે છે.

૨. કુંઝીષ=લોઢાનો ટોપ (બખ્તર).

૩. ભક્તિ—પ્રીત=ભકિતનો ખરો અર્થ કર્મયોગનો એટલે ભગવાનને ગમતાં કર્મો કરવાનો રસ હોવો.

૪. કર્મ-બુદ્ધિ-સંગીત=કર્મની સાથે બુદ્ધિનો એક રાગ.

૫. તાકે તર્ક-નિશિત=તર્કરૂપી તીર ફેંકે છે, વાદ વદવા મંડે છે.

૬. જ્ઞાન—જીત=હાર તેમ જ જીત સરખાં માનવાં જોઈએ એવું જ્ઞાન.

## ગીતાનું દોહન

कर्म : कुरु कर्मैव तस्मात् त्वम् ॥ [ ४–१५ ]
स्वधर्म : स्वधर्मे निधनं श्रेयः ॥ [ ३–३५ ]
यज्ञ : यज्ञार्थात् कर्मणोऽन्यत्र लोकोऽयं कर्मबंधनः ॥ [ ३–९ ]
भक्ति : सर्वभूतस्थितं यो मां भजत्येकत्वमास्थितः ।
सर्वथा वर्तमानोऽपि स योगी मयि वर्तते ॥ [ ६–३१ ]
योग : नास्ति बुद्धिरयुक्तस्य ॥ [ २–६६ ]
बुद्धि : यः सर्वत्रानभिस्नेहस्तत्तत्प्राप्य शुभाशुभम् ।
नाभिनन्दति न द्वेष्टि तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥ [ २–५७ ]
ज्ञान : ज्ञानं लब्ध्वा परां शांतिमचिरेणाधिगच्छति ॥ [ ४–३९ ]
गीतामय जीवित : सुखदुःखे समे कृत्वा लाभालाभौ जयाजयौ ।
ततो युद्धाय युज्यस्व नैवं पापमवाप्स्यसि ॥ [ २–३८ ]

*

## અનાસક્તિયોગની પ્રસ્તાવનામાંથી દોહન

कर्म : દેહ છે ત્યાં કર્મ તો છે જ. તેમાંથી કોઈ મુક્ત નથી......કર્મ માત્રમાં કંઈક દોષ તો છે જ......ત્યારે કર્મબંધનમાંથી એટલે દોષસ્પર્શમાંથી કેમ છુટાય ?

स्वधर्म : આનો જવાબ ગીતાજીએ નિશ્ચયાત્મક શબ્દોમાં આપ્યો : નિષ્કામ કર્મ કરીને ( એટલે કે કામનાને વશ થઈ સ્વચ્છંદે કર્મ ન કરતાં સ્વધર્મ આચરીને );

यज्ञ : યજ્ઞાર્થે કર્મ કરીને; .........

भक्ति : બધાં કર્મો કૃષ્ણાર્પણ કરીને, એટલે મન, વચન, કાયાને ઈશ્વરમાં હોમી દઈને. ( ગીતાની ભક્તિ તે વેવલાપણું નહિ, અંધશ્રદ્ધા નહિ. )

योग : પણ નિષ્કામતા (યજ્ઞ અને ભક્તિની ભાવનાઓ) કહેવામાત્રથી નથી થતી. (એટલે કે એ યોગ છે, એ સાધવો પડે છે; એ કળા છે, એ કેળવવી પડે છે.)

बुद्धि : એ કેવળ બુદ્ધિનો પ્રયોગ નથી. એ હૃદયમંથનથી જ ઉત્પન્ન થાય છે. (બુદ્ધિ એટલે સમતાવાન અને સ્થિર નિશ્ચયબળ.)

ज्ञान : એ ત્યાગશક્તિ ઉત્પન્ન કરવાને સારુ જ્ઞાન જોઈએ.

गीतामय जीवित : એક પ્રકારનું જ્ઞાન તો ઘણા પંડિતો પામે છે. વેદાદિ તેમને મોઢે હોય છે. પણ એમનામાં ઘણા ભોગાદિમાં રચ્યાપચ્યા રહે છે. જ્ઞાનનો અતિરેક શુષ્ક પાંડિત્યરૂપે ન થાય, તેથી ગીતાકારે જ્ઞાનની સાથે ભક્તિને ભેળવી. ભક્તિ વિનાનું જ્ઞાન વિફરે. તેથી કહ્યું, 'ભક્તિ કરો તો જ્ઞાન મળી જ રહેવાનું.' પણ ભક્તિ એ 'શીષ તણું સાટું' છે. તેથી ગીતાકારે ભક્તનાં લક્ષણ સ્થિતપ્રજ્ઞના જેવાં વર્ણવ્યાં છે. (ગીતાના સિદ્ધાન્તો જીવનમાં ઉતારનાર માણસ કેવો હોય તેનું એમાં વર્ણન કરેલું છે.)

## મંજરી ૬૧ મી

## अनुभव

[ જીવનયુદ્ધનો લહાવો કોઈ ભાગ્યશાળી સત્યશૂરાઓ જ લઈ શકે છે, પામરો તો શંખ ફૂંકાતાં જ પલાયન કરે છે. જેઓ જીવનને મહા મહેનતે મંથન કરશે તેઓ જ નવનીત પામશે, આળસુ લોકો મહેનતથી નાસશે અને જીવતા છતાં મૂઆ સરખા બની રહેશે. ]

( ૧ )

અનુભવ જીવનનું નવનીત,
અમસ્થું નહિ મળશે, નહિ મળશે.
જે મથશે તેને મળશે,
અમસ્થું નહિ મળશે, નહિ મળશે.
શ્રદ્ધા બુદ્ધિ જોતર બાંધી, પ્રેમે મંથન કરશે;
કપાળથી ટીપાં ઊતરશે, ત્યારે અનુભવ મળશે. અનુભવ૦

( ૨ )

અનુભવ જીવનનું નવનીત,
જોયાથી નહિ જડશે, નહિં જડશે.
જે જીવશે તેને જડશે,
જોયાથી નહિ જડશે, નહિ જડશે.
પડતો ને આખડતો પાછો, અંતે ઊભો થાશે;
નાનાનો એમ મોટો થાશે, તેને અનુભવ મળશે. અનુભવ૦

( ૩ )

અનુભવ જીવનનું નવનીત,
અવરથી નહિ મળશે, નહિ મળશે.
એ આપબળેથી મળશે,
અવરથી નહિ મળશે, નહિ મળશે.
પર–અનુભવના પાઠ ભણીને, કોક જ શાણો બનશે;
જાત ઉપર ભાઈ જ્યારે વીતશે, ત્યારે અનુભવ મળશે. અનુભવ૦

( ૪ )

અનુભવ જીવનનું નવનીત,
શીખ સુણી નહિ મળશે, નહિ મળશે.
એ અંતરમાંથી મળશે,
શીખ સુણી નહિ મળશે, નહિ મળશે.
શીખ સુણી કદી પેટ ભરે તોય, ભોજનસુખ કુણ તજશે?
જીવ્યાનું જ્યારે લ્હાણું લેશે, ત્યારે અનુભવ મળશે. અનુભવ૦

( ૫ )

અનુભવ જીવનનું નવનીત,
મફતમાં નહિ મળશે, નહિ મળશે.
મૂલ ભરશે તેને મળશે,
મફતમાં નહિ મળશે, નહિ મળશે.
માથાથી પણ મોંઘો અનુભવ, વણમૂલે કેમ મળશે?
કરમાં લઈ શિરકમળ સમર્પે, તેને અનુભવ મળશે. અનુભવ૦

*

ભગવદ્‌ગીતા

यदृच्छया चोपपन्नं स्वर्गद्वारमपावृतम् ।
सुखिनः क्षत्रियाः पार्थ लभन्ते युद्धमीदृशम् ॥ [ २–३२ ]

## મંજરી ૧૨ મી

# शंका

[ સંશયાત્મા અથવા શંકાગ્રસ્ત એટલે અશ્રદ્ધાથી ઘેરાયેલો મનુષ્ય, જેનામાં ઈશ્વર ઉપર — સત્ય ઉપર આસ્થા નથી અને તેને માટે મસ્તક આપી દેવાનું શૌર્ય નથી, જેનામાં ભૂતમાત્ર પ્રત્યે પ્રેમ નથી અને તેમની સેવા કરી છૂટવાનો ઉત્સાહ નથી. ]

*

શંકા નાગણી રે, વહાલાં નવ કરશો કોઈ સંગ;
શંકા પાપણી રે, પ્રેમી! પાડશો ના પરસંગ.
માળ પડેલી ફૂલની–એની, રંગબેરંગી ભાત;
ભાળ્યું એટલું માનજો મા તમે, મેલજો મા ઝટ હાથ.
શંકા નાગણી રે, વહાલાં! વખભરિયા એ રંગ;
શંકા સાપણી રે, બાપુ! ભોળવીને દે ડંખ.
સાપણી ડસે એકને ત્યારે, એકના લેતી પ્રાણ;
શંકા નાગણી એકને ડસે તો, કરે અનેકની હાણ.
શંકા પાપણી રે, ધારે નિત નવા રૂપ રંગ;
શંકા નાગણી રે, પ્રેમી! પાડશો ના પરસંગ.

*

**ભગવદ્ગીતા**

अज्ञश्चाश्रद्दधानश्च संशयात्मा विनश्यति ।
नायं लोकोऽस्ति न परो न सुखं संशयात्मनः ॥ [ ४–४० ]

મંજરી ૧૩ મી

## પસ્તાવો

[ 'હું જૂઠો છું, હું ભૂંડો છું, હું દુરાચારી છું' એમ મોઢેથી બોલવું એ સભ્યતાની નિશાની થઈ પડી છે. પણ એમ બોલવા માત્રથી સાધુ થવાતું નથી. પસ્તાવાનો સૂર રોમ રોમમાંથી નીકળવો જોઈએ. આપણું અણુ અણુ અંદરના જૂઠ–દુરાચાર સાથે દારુણ યુદ્ધમાં ઊતરવું જોઈએ. ]

*

મને પસ્તાવો આજ ઘણો થાય, એમ તું બોલે રે;
એમ બોલીને હળવો થાય, મદમાં[1] ડોલે રે. ૧

તારી જીભ કરીને શોર, પસ્તાવો પુકારે રે;
તારી આંખડીમાં કપટી ચોર, પલકારા મારે રે. ૨

એવી તારી તે હોઠ કેરી વાત, લોક કેમ માને રે ?
એક તારી જ છેતરાય જાત, સમજી જાને રે. ૩

અલ્યા ! પસ્તાવાનાં ન્હોય ઘેલા ! આવાં અભિમાનો રે;
કોણે કાપેલ નાસિકાનો એલા ! ઉત્સવ કદી માન્યો રે ? ૪

અલ્યા ! પસ્તાવા કેરું વારિ, સાકરિયું શું હોશે રે ?
એનો કડવો તે ઘૂંટ ગળી તારી, આ કાય બધી રોશે રે. ૫

તને પૂરેપૂરો પસ્તાવો, થયો હોય પાકો રે;
માન ગાળીને વળતાં શીખ, આજ થકી વાંકો રે. ૬

જેણે અપમાન-આંબલી લગાડી, જીવન અજવાળ્યું રે;
એણે જીવનનો કાટ બધો કાઢી, કુંદન પ્રગટાવ્યું રે. ૭

### શબ્દાર્થ

૧. મદમાં=હવે હું સુધરી ગયો છું એમ અભિમાનથી બોલતો અને માન માગતો.

*

### ભગવદ્‌ગીતા

अपि चेत् सुदुराचारो भजते माम् अनन्यभाक् ।
साधुरेव स मन्तव्यः सम्यग्व्यवसितो हि सः ॥ [ ९–३० ]

મંજરી ૧૪મી

# मोटो ते खोटो

[ભારે યોગસાધના કરે તેને જ સિદ્ધિ મળે છે એમ કાંઈ નથી. એ રસ્તો કઠણ છે, તે ઉપરાંત તેમાં ઘણા ભાગે માણસને મોટાઈના અભિમાનમાં ચડી જવાનું જોખમ પણ રહ્યું છે. એ કરતાં પોતાના નાના જીવનથી સંતોષ માનવો અને તે ભગવાનને અર્થે--- ભૂતમાત્રની સેવામાં ગાળવું એ સુતરો માર્ગ છે.]

*

માન મા મન થકી મોટો,
હો માનવી! માન મા મન થકી મોટો. (ધ્રુવ૦)
નાનો હતો ત્યારે મોટા થવાની
હોંશે થતો નિત મોટો;
મોટો મોટો કરી તને લોકે ચડાવ્યો,
અલ્યા! તે દીનો તું થયો ખોટો. હો૦

નાનો હતો ત્યારે નાની હાથૂડીએ,
વિશ્વાસે વસ્તુ સ્હાતો;
મોટો તું મનથી બન્યો તે દીનો,
વહેમ થકી મારતો લાતો. હો૦

નાનો હતો ત્યારે માનીતો થઈને,
સૌમાં તું સહેજમાં સમાતો;
મોટો બનીને હવે દરિયો ને દુનિયા,
માથે ઉપાડવાને ધાતો. હો૦

નાનો હતો તો કેવો નાનાં માબાપને,
　　પ્રેમે પ્રભુ ગણી જોતો;
મોટાઈમાં આજ અલ્યા! ત્રણે ભુવનનો
　　સ્વામી તે તારે મન છોટો. હો૦

*

**ભગવદ્‌ગીતા**

अभ्यासेऽप्यसमर्थोऽसि मत्कर्मपरमो भव ।
मदर्थम् अपि कर्माणि कुर्वन् सिद्धिमवाप्स्यसि ॥ [ १२–१० ]

મંજરી ૬૫ મી

## પ્રભુકૃપા

[ સુખ અને વિજય એ કંઈ હમેશાં પ્રભુની કૃપાનાં લક્ષણો નથી, ઘણી વાર તેની કૃપા દુઃખ અને પરાજયને રૂપે પણ ઊતરે છે. આવી સમજવાળો ભક્ત કશાયથી ઈશ્વરનું શરણ છોડવા તૈયાર થશે નહિ. તેને નિરુત્સાહ અને નિરાશ કરવો, એ કોઈને માટે શક્ય નથી. તે તો સતત સંતુષ્ટ રહી યુદ્ધમાં મચ્યો જ રહેશે. ]

*

પ્રભુજી રાખણહારો છે,
ખુદા કંઈ ખિદમતગાર નથી. (ધ્રુવ૦)

ઘટશે તો તને હુલાવશે ને, નહિ તો દેશે માર;
માર પડે તોય હસતો રહેજે, સમજી લેજે સાર. પ્ર૦

સુખ મળે ત્યારે રખે ફુલાતો, પ્રભુને ગણી અનુકૂળ;
દુઃખ પડે ત્યારે રખે દુભાતો, પ્રભુ ગણી પ્રતિકૂળ. પ્ર૦

વિભુનાં ઘડતર વિભુજી જાણે, અજ્ઞ કરે અભિમાન;
રામ રૂઠેલો તું જ્યારે ભાળે, શકે હશે તુષમાન. પ્ર૦

મેલ મેલ રે મૂઢ માનવી! ડહાપણ ને વળી ડોળ;
રાખે તેમ રહે, નાંખે તે સહે, પ્રભુ પર સઘળું ઢોળ. પ્ર૦

*

ભગવદ્‌ગીતા

संतुष्टः सततं योगी यतात्मा दृढनिश्चयः ।
मय्यर्पितमनोबुद्धिः यो मे भक्तः स मे प्रियः ॥ [ १२–१४ ]
यो न हृष्यति न द्वेष्टि न शोचति न कांक्षति ।
शुभाशुभपरित्यागी भक्तिमान् यः स मे प्रियः ॥ [ १२–१७ ]

## મંજરી ૧૬ મી

# स्वर्गनगरना मुसाफर

કોણ નગર માનવંતા મુસાફર!
કોણ નગર તમે ચાલ્યા રે?
સ્વર્ગનગરના કે નરકનગરના—
ક્યાંના મારગ તમે ઝાલ્યા રે? કોણ૦

ધીરે ધીરે રે તમે ધીર વડે પગ,
થીર કરીને મૂકો રે;
સામે મળે તેને શીષ નામો છો,
પૂછો છો વાટ કેરા વાંકો રે. કોણ૦

નેણ નિરમળાં, વેણ રસાળાં,
ચાલો છો તમે પગપાળા રે;
ચાલો છો તેમ તમે થાક ન જાણો ને,
અદકા બનો છો ઉજમાળા રે. કોણ૦

સ્વર્ગનગર તમે ચાલ્યા મુસાફર,
જાણે તેણે તો તમને જાણ્યા રે;
જાણ્યા તેણે તમને જય જય કીધા,
બહુ બહુ હરખે વખાણ્યા રે. કોણ૦

*

### ભગવદ્ગીતા

अभयं सत्त्वसंशुद्धिर्ज्ञानयोगव्यवस्थितिः ।
दानं दमश्च यज्ञश्च स्वाध्यायस्तप आर्जवम् ॥ [ १६–१ ]
अहिंसा सत्यमक्रोधस्त्यागः शांतिरपैशुनम् ।
दयाभूतेष्वलोलुप्त्वं मार्दवं ह्रीरचापलम् ॥ [ १६–२ ]
तेजः क्षमा धृतिः शौचम् अद्रोहो नातिमानिता ।
भवन्ति संपदं दैवीमभिजातस्य भारत ॥ [ १६–३ ]

મંજરી ૧૭ મી

## नरकनगरना मुसाफर

કોણ નગર મદમાતા મુસાફર!
કોણ નગર તમે ચાલ્યા રે;
નરકનગરના કે સ્વર્ગનગરના—
ક્યાંના મારગ તમે ઝાલ્યા રે? કોણ૦

મૂછ વાંકડી, ચાલ ફાંકડી,
વાંકી ભંમરવાળા રે;
ધમ ધમ પગલે ધરણી ધ્રૂજવો,
વરરાજાના ચાળા રે. કોણ૦

આગળ વાજાં, પાછળ વાજાં,
અંબાડી પર ઝૂલે રે;
હોંશે હોંશે નથી સમાતા,
ફૂલમાં છાતી ફૂલે રે. કોણ૦

નરકનગર તમે ચાલ્યા મુસાફર,
જાણે તેણે તો તમને જાણ્યા રે;
જાણકારે કર અહીં અહીં તાણ્યા,
અજાણ્યે અમથા વખાણ્યા રે. કોણ૦

ભગવદ્ગીતા

इदमद्य मया लब्धम् इमं प्राप्स्ये मनोरथम् ।
इदमस्तीदमपि मे भविष्यति पुनर्धनम् ॥ [ १६–१३ ]
असौ मया हतः शत्रुर्हनिष्ये चापरान् अपि ।
ईश्वरोऽहमहं भोगी सिद्धोऽहम् बलवान् सुखी ॥ [ १६–१४ ]
आढयोऽभिजनवानस्मि कोऽन्योऽस्ति सदृशो मया ।
यक्ष्ये दास्यामि मोदिष्य इत्यज्ञानविमोहिताः ॥ [ १६–१५ ]
अनेकचित्तविभ्रान्ता मोहजालसमावृताः ।
प्रसक्ताः कामभोगेषु पतन्ति नरकेऽशुचौ ॥ [ १६–१६ ]

મંજરી ૧૮ મી

## અમૃત

આ અમૃતનાં ભરિયાં સરોવરો રે,
એના ઝીલનાર વીરલા કોક રે
—શૂરવીર સુરવરો રે.
આ હિંમત હોય તે પરવરો રે,
પંડો પ્રીતે ઓ શૂરવીર લોક રે,
—પ્રાણભર તરો તરો રે. આ૦

કોઈ કહે અમૃત મીઠડાં, મીઠાં મધની પેર;
અનુભવિયાં અવળું કહે,
એ તો કડવાં કડવાં ઝેર.
આ તરી જાણ્યા જો ભવસાગરો રે,
તરી જાણ્યા જો કામક્રોધ શોક રે,
—અમીસર તો તો તરો રે. આ૦

કોઈ કહે અમૃત શીતળાં, ગગને જેવો ચંદ;
અનુભવિયાં અવળું કહે,
એ તો તીખી આગ પ્રચંડ.
આ તપે તપેલ જેણે દેહ ખરો રે,
જેણે સહેલ સંકટોના થોક રે,
—તેજ કર તેમાં ધરો રે. આ૦

કોઈ કહે અમૃત નીર શાં, પીધાની એક વસ્ત;
અનુભવિયાં અવળું કહે,
એ તો મહેરામણ છે મસ્ત.
આ કડવા તે ઘૂંટડા પી શકો રે,
પીને મીઠાં હસી શકો હાસ રે,
—પીને પ્રાણ તો તો ભરો રે. આ૦

*

ભગવદ્ગીતા

अभ्यासात् रमते यत्र दुःखान्तं च निगच्छति ॥ [ १८–३६ ]
यत्तदग्रे विषमिव परिणामेऽमृतोपमम् ।
तत् सुखं सात्त्विकं प्रोक्तम् आत्मबुद्धिप्रसादजम् ॥ [ १८–३७ ]

